॥ ષષ્ઠ ભાષા ॥

॥ જિમ સહકારેં કોયલ ટહુકે, જિમ કુસુમ વનેં પરિમલ બહકે, જિમ ચંદન સુગંધનિધિ ॥ જિમ ગંગાજલ લહેરેં લહકે, જિમ કણયાચલ તેજેં ઝલકે, તિમ ગોયમ સૌભાગ્ય નિધિ ॥ પર ॥ જિમ માનસરોવર નિવસે હંસા, જિમ સુરવર સિરિ કણયવતંસા, જિમ મહુયર રાજીવવની ॥ જિમ રયણાયર રયણેં વિલસે, જિમ અંબર તારાગણ વિકસે, તિમ ગોયમ ગુણકેલિવની ॥ ૫૩ ॥ પૂનિમ નિસિ જિમ સસિહર સોહે, સુરતરૂ મહિમા જિમ જગ મોહે, પૂરવ દિસિ જિમ સહસ કરો ॥ પંચાનન જિમ ગિરિવર રાજે, નરવઇ ઘર જિમ મયગલ ગાજે, તિમ જિનશાસન મુનિ પવરો ॥ ૫૪ ॥ જિમ સુરતરૂવર સોહે શાખા, જિમ ઉત્તમ મુખ મધુરી ભાખા, જિમ વનકેતકી મહમહે એ ॥ જિમ ભૂમિપતિ ભુયબલ ચમકે, જિમ જિનમંદિર ઘંટા રણકે, તિમ ગોયમ લબ્ધેં ગહગહે એ ॥ ૫૫ ॥ ચિંતામણિ કર ચઢિઓ આજ, સુરતરૂસારે વંછિત કાજ, કામકુંભ સવ વશ હુઆ એ ॥ કામગવી પૂરે મનકામિય, અ

દ્ધ મહાસિદ્ધિ આવે ધામિય, સામી ગોયમ અણુ
સરો એ ॥ ૫૬ ॥ પણવખ્ખર પહેલો પભણીજેં,
માયાબીજ શ્રવણ નિસુણીજેં, શ્રીમતી શોભા સં
ભવે એ ॥ દેવહધુરિ અરિહંત નમીજેં, વિનયપહુ
ઉવજ્ઝાય થુણીજેં, ઇણ મંત્રેં ગોયમ નમો એ ॥૫૭
॥ પુરપુર વસતાં કાંઈ કરીજેં, દેશ દેશાંતર કાંઇ ભ
મીજેં, કવણ કાજ આયાસ કરો ॥ પ્રહ ઊઠી
ગોયમ સમરીજેં, કાજ સમગ્રહ તતખણ સી
જે, નવનિધિ વિલસે તાસ ઘરે ॥ ૫૮ ॥ ચ
ઉદહ સય બારોત્તર વરસેં, ગોયમ ગણહર કેવ
લ દિવસેં, "ખંભ નયર સિરિ પાસ પસાયેં" કિઊં
કવિત ઉપગાર કરો ॥ આદેં મંગલ એહ પભ
ણીજેં, પરવ મહોચ્છવ પહિલો લીજેં, ઋદ્ધિ વૃ
દ્ધિ કલ્યાણ કરો ॥ ૫૯ ॥ ધન્ય માતા જિણેં ઉય
રેં ધરિયા, ધન્ય પિતા જિણ કુલ અવતરિયા, ધ
ન્ય સહ ગુરૂ જિણે દિખ્ખિયા એ ॥ વિનયવંત વિદ્યા
ભંડાર, જસ ગુણ પુહવી ન લબ્ભે પાર, વડ
જિમ શાખા વિસ્તરો એ ॥ ૬૦ ॥ ગૌતમ સ્વામી
નો રાસ ભણીજેં, ચઉવિહ સંઘ રલિયાયત કી
જેં, સકલ સંઘ આણંદ કરો ॥ કુંકુમ ચંદન

છડો દેવરાવો, માણક મોતીના ચોક પૂરાવો, રયણ સિંહાસણ બેસણો એ॥ ૬૧ ॥ તિહાં બેસી ગુરૂદેશના દેશે, ભવિક જીવનાં કાજ સરિશે, ઉદયવંત મુનિ ઇમ ભણે એ ॥ ગૌતમસ્વામી તણો એ રાસ, ભણતાં સુણતાં લીલ વિલાસ, સાસય સુખનિધિ સંપજે એ ॥ ૬૨ ॥ એહ રાસ જે ભણે ભણાવે, વરમંગલ લ ચ્છિ ઘર આવે, મન વંછિત આશા ફલે એ ॥ ૬૩ ॥ ઇતિશ્રી ગૌતમ સ્વામીનો રાસ સંપૂર્ણ ॥

॥ અથ શ્રી પ્રભાતસમયેં મંગલાચાર ॥

॥ શ્લોક ॥ મંગલં ભગવાન્ વીરો, મંગલં ગૌ તમઃ પ્રભુઃ ॥ મંગલં સ્થૂલિભદ્રાદ્યા, જૈનો ધર્મોઽ તુ મંગલં ॥ ૧ ॥ સર્વારિષ્ટપ્રણાશાય, સર્વાભિષ્ટા ર્થદાયિને ॥ સર્વલબ્ધિનિધાનાય, ગૌતમસ્વામિને ન મઃ ॥ ૨ ॥ અક્ષીણમાનસિલબ્ધિં; કેવલ શ્રીઃ કરાંબુજે ॥ નામલક્ષ્મી મુખે વાણી, તંતુ શ્રી ગૌતમંસ્તવે ॥૩ ॥

॥ દોહરા ॥ એક જંબૂ જગ જાણીયેં, બીજા નેમ કુમાર ॥ ત્રીજા વયર વખાણીયેં, ચોથા ગૌત મ સ્વામ ॥ ૧ ॥ અંગુઠે અમૃત વસે, લબ્ધિ તણો ભંડાર ॥ તે ગોયમ ગુરૂ સમરિયેં, વાંછિ ફલ દાતાર ॥ ૨ ॥ પુંડરીક ગોયમ પમુહ,

ગણહર ગુણ સંપન્ન ॥ પ્રહ ઉઠી નિત્ય પ્રણમિયેં, ચ ઉદહસેં બાવન્ન ॥ ૩ ॥ બોરસ કિમરસ કિમ્નરસ, ચોથા જસોભદ્રસૂરિ ॥ ત્રણે કાલેં સમરતાં, દુરિય પણાસે દૂરિ ॥ ૪ ॥ જે ચારિત્રેં નિર્મલા, તે પંચાયણ સિંહ ॥ વિષય કષાયે ન ગંજિયા, તે સમરો નિશ દીહ ॥ ૫ ॥ ગામ તણે પૈશારણે, ગોયમ ગુરૂ સમરંત ॥ ઇચ્છા ભોજન ઘર કુશલ, લચ્છિ લીલ કરંત ॥૬॥ ઇતિ મંગલાચાર સમાપ્ત ॥

॥ અથશ્રી ગૌતમાષ્ટકછંદ પ્રારંભઃ ॥

॥ ચોપાઇ ॥ વીર જિણેશ્વર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદીસ ॥ જો કીજેં ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન ॥ ૧ ॥ ગૌતમ નામેં ગિરિવર ચઢે, મન વંછિત હેલા સંપજે ॥ ગૌતમ નામેં નાવે રોગ, ગૌતમ નામેં સર્વ સંજોગ ॥ ૨ ॥ જે વૈરી વિરૂઆ વંકડા, જસ નામેં નાવે ઢૂકડા ॥ ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમનાં કરૂં વખાણ ॥ ૩ ॥ ગૌતમ નામેં નિર્મલ કાય, ગૌતમ નામેં વાધે આય ॥ ગૌતમ જિણશાસન શિણગાર, ગૌતમ નામેં જય જયકાર ॥ ૪ ॥ શાલ દાલ સુરહાં ઘૃત

ગોલ, મન વંછિત કાપડ તંબોલ ॥ ઘરે સુઘરણી નિર્મલ ચિત્ત, ગૌતમ નામેં પુત્ર વિનીત ॥ ૫ ॥ ગૌતમ ઉદયો અવિચલ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ ॥ મોટાં મંદિર મેરૂ સમાન, ગૌતમ નામેં સફલ વિહાણુ ॥ ૬ ॥ ઘર મયગલ્લ ઘોડાની જોડ, પહોંચે વારૂ વંછિત કોડ ॥ મહિયલ માને મોહોટા રાય, જો તૂઠે ગૌતમના પાય ॥ ૭ ॥ ગૌતમ પ્રણમ્યાં પાતક ટલે, ઉત્તમ નરની સંગતિ મલે ॥ ગૌતમ નામેં નિર્મલ જ્ઞાન, ગૌતમ નામેં વાધે વાન ॥ ૮ ॥ પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ ॥ કહે લાવણ્ય સમય કર જોડ, ગૌતમ તૂઠે સંપત્ત કોડ ॥ ૯ ॥ ઇતિ ॥

॥ શાર્દૂલવિક્રીડીતં વૃત્તમ્ ॥

॥ બ્રાહ્મી ચંદનબાલિકા ભગવતી રાજીમતી દ્રૌપદી, કૌશલ્યા ચ મૃગાવતી ચ સુલસા સીતા સુભદ્રા શિવા ॥ કુંતી શીલવતી નલસ્ય દયિતા ચૂલા પ્રભાવત્યપિ, પદ્માવત્યપિ સુંદરી દિનમુખે કુર્વંતુ વો મંગલં ॥ ૧ ॥ અહિમ ગોહિમ ગોધરણી સુતો, બુધબૃહસ્પતિ દાનવપૂજિતાઃ ॥ રવિજ રાહુસકેતુ નવગ્રહા, વિદધતાં સતતં મમ સંપદં ॥ ૧ ॥ ॥ શ્લોક ॥

સર્વમંગલમાંગલ્યં. સર્વકલ્યાણકારણં ॥ પ્રધાનં સર્વધર્માણાં, જૈનં જયતિ શાસનં ॥ ૨ ॥

॥ અથ ગણધર સ્તવન પ્રારંભઃ ॥

॥ એકાદશ ગણધરનાં નામ, પ્રહ ઉઠીને કરૂ પ્રણામ ॥ ઇંદ્રભૂતિ પહેલો તે જાણ, અગ્નિભૂતિ બીજો ગુણખાણ ॥ ૧ ॥ વાયુભૂતિ ત્રીજો જગસાર, ગણધર ચોથો વ્યક્ત ઉદાર ॥ શાસનપતિ સુધર્માસાર, મંડિતનામેં છઠ્ઠા ધાર ॥ ૨ ॥ મૌર્યપુત્ર તે સાતમો જેહ, અકંપિત અષ્ટમ ગુણગેહ ॥ મુનિવરમાંહે જે પરધાન, અચલ ભ્રાત નવમો એ નામ ॥ ૩ ॥ નામથકી હોય કોડી કલ્યાણ, દશમો મેતારજ અવિરલવાણ ॥ એકાદશમો પ્રભાસ કહેવાય, સુખસંપત્તિ જસ નામેં થાય ॥ ૪ ॥ ગાયા વીર તણા ગણધાર, ગુણમણિરયણ તણા ભંડાર ॥ ઉત્તમ વિજયગુરૂનો શિષ્ય, રત્નવિજય વંદે નિશદીસ ॥ ૫ ॥ ઇતિ ॥

॥ અથ ॥

॥ શ્રીવૃદ્ધચૈત્યવંદન પ્રારંભઃ ॥

॥ ઢાલ પહેલી ॥

॥ કેવલનાણી શ્રીનિરવાણી, સાગર મહાજસ

વિમલ તેજાણી ॥ સર્વાનુભૂતિ શ્રીધર ગુણખા
ણી ॥ દત્ત દામોદર વંદો પ્રાણી ॥ ૧ ॥ સુતેજ
સ્વામી મુનિસુવ્રત જાણી, સુમતિને શિવગતિ
પંચમ નાણી ॥ અસ્તાંગ નેમીસર અનિલ તેજાણી,
જશોધર સેવો મનમાંહે આણી ॥ ૨ ॥ કૃતારથ
જપતાં નવિ હોએ હાણી, ધમીસર પામ્યા શિવપુ
ર રાણી ॥ શુદ્ધમતિ શિવકર સ્યંદન ઠાણી, સંપ્ર
તિના ગુણ ગાએ ઇંદ્રાણી ॥ ૩ ॥ વાચક મૂલા ક
હે ઉગતે ભાણી, તવન ભણો જિમ થાઓ નાણી ॥
એ ચોવીસી નિત્ય નિત્ય ગાણી, મુક્તિ તણાં સુખ
જિમ લ્યો તાણી ॥ ૪ ॥

॥ ઢાલ બીજી ॥

॥ આદિ અજિતજ રે, સંભવ અભિનંદન ભણું ॥
શ્રીસુમતિજ રે, પદ્મપ્રભજીના ગુણ થુણું ॥ શ્રી
સુપારસ રે, ચંદ્રપ્રભ જગ જાણીયેં ॥ સુવિધિ શીત
લ રે, શ્રેયાંસ હરખે વખાણીયેં ॥ ૧ ॥ ત્રુટક ॥
વખાણીયેં શ્રીવાસુપૂજ્ય, વિમલ અનંત ધર્મ શાં
તિ એ ॥ કુંથુ અર મલ્લિ મુનિસુવ્રત, નમિ નેમિ
ધ્યાઉં ચિત્ત એ ॥ સુરધીર પાર્શ્વ વીર, વર્ત્તમાનેં
જિનવરા ॥ કર જોડી વાચક ભણે મૂલા, સ્વામી

સેવક સુખકરા ॥ ૨ ॥

॥ ઢાલ ત્રીજી ॥

॥ પદ્મનાભ સૂરદેવ, સુપાર્શ્વ સ્વયંપ્રભ હોઇ ॥ સર્વાનુભૂતિ દેવસુત, ઉદય પેઢાલજ જોઇ ॥ ૧ ॥ પોટિલ સતકીર્ત્તિ, મુનિસુવ્રત અમમ નિઃકષાય ॥ નિપુલાયક નિર્મમ, ચિત્રગુપ્તિ વંદૂં પાય ॥ ૨ ॥ સમાધિ સુસંવર, જશોધર વિજય મલ્લી દેવ ॥ અનંતવીરજ ભદ્રકૃત, તેહની કીજેં સેવ ॥ ૩ ॥ અનાગત જિનવર, હોશે તેહનાં નામ ॥ ભણે વાચક મૂલા, તેહને કરૂં પ્રણામ ॥ ૪ ॥

॥ ઢાલ ચોથી ॥

॥ મહાવિદેહેં પંચ મઝાર, પ્રત્યેકેં જિન ચાર ॥ સીમંધર જુગમંધર, બાહુ સુબાહુ એ સુખકર ॥૧॥ સુજાત સ્વયંપ્રભ સ્વામી, ઉસભાનન લેહું નામી ॥ અનંતવીરિય દેવ, સૂરપ્રભુ કરૂંએ સેવ ॥ ૨ ॥ વિશાલ વજૂંધર સાહુ, ચંદ્રાનન ચંદ્રબાહુ ॥ ભુયંગ ઇશ્વર ગાઉં, નેમી પ્રભુ ચિત્ત એ લાઉં ॥ ૩ ॥ વીરસેન મહાભદ્ર વંદૂં, દેવ જસા દીઠે આનંદૂં ॥ અજિતવીરિય વંદન, શાશ્વતા ઋષભાચંદ્રાનન ॥ ૪ ॥ વર્દ્ધમાન વારિષેણુ ઇશ, એ હુઆ

જિન ચોવીશ ॥ એવા છન્નું એ જિનવર, વાચક મૂલા કહે સુખકર ॥ ૫ ॥

॥ ઢાલ પાંચમી ॥

॥ હવે પાયાલેં લોક મજ્જ, જિહાં અસુર કુમાર ॥ લાખ ચોસઠ્ઠ જિનભુવન અછે, તિહાં કરૂં જૂહાર ॥ ૧ ॥ નાગકુમારમાંહે કહ્યા, તિહાં લાખ ચોરાસી ॥ એતા જિનહર તિહાં નમું, થાઉં સમકિતવાસી ॥ ૨ ॥ સોવન કુમાર મજ્જ લાખ, બહુંતેર પ્રાસાદ ॥ છન્નું લાખ વાયુ મજ્જ, સુણિયેં સુરનાદ ॥ ૩ ॥ દીપકુમાર દિશાકુમાર, વલી ઉદધિકુમાર ॥ વિદ્યુત સ્તનિત કુમાર અને, વલી અગ્નિકુમાર ॥ ૪ ॥ એ છયે થાનક જાણિએં, પ્રત્યેકેં જિનહર ॥ છહુંતેર છહુંતેર લાખ તિહાં, ભવિઅણ જિનસુખકર ॥ ૫ ॥ એવંકારેં સવિ મલી, બહુંતેર તિહાં લાખ ॥ સાત કોડી જિનહર નમું, શ્રી જિનવર ભાંખ ॥ ૬ ॥ લાખ સાઠ નેવ્યાસી કોડી, અને તેરસેં કોડી ॥ જિન પડિમા શ્રીજિન તણી, વંદૂં બે કર જોડી ॥ ૭ ॥ અસંખ્યા વ્યંતર જોઇસી, અસંખ્યા જિનહર ॥ અસંખ્ય પડિમા જિન તણી, નમિય નહિં દુર્ગતિ ડર ॥ ૮ ॥ વાચકમૂલા

કહે દેવ, દીઓ સુમતિ સદા મુઝ ॥ જિનવચને હું લીન થઇ, ગાઊં જિનજી તુજ્જ ॥ ૯ ॥

॥ ઢાલ છઠ્ઠી ॥

॥ સોહમ ઇશાન સનતકુમાર એ, માહિંદ બં ભરે લાંતક સાર એ ॥ ત્રુટક ॥ સાર શુક્ર અનેં સ હસારહ, આનત પ્રાણુત આરણા ॥ અચ્ચુત નવગ્રૈ વેયક ત્રિક તિહાં, પંચ અનુત્તર તારણા ॥ અનુક્રમેં પ્રાસાદ કહીયેં, લાખ સહસ સત સંખયા ॥ બત્તીસ અઠ્ઠાવીસ બારહ, અઠ્ઠ ચઉ લખ અખ્ખયા ॥ ૧ ॥ ચાલ ॥ પન્નાસ ચાલીસ છસહસ જિનહરા ॥ દોદો દોઢ જ દોઢજ સતવરા ॥ ત્રુટક ॥ વરા સત્તવર ઇગ્યા રોત્તર, સત્તોત્તરસો જાણીયેં ॥ એકશો ઉપર પંચઅ નુત્તર, અનુક્રમેં વખાણીયેં ॥ સવે મલી જિ નહર જિનહર, લાખ ચોરાસી સાખ એ ॥ સહસ સત્તાણું આગલા તિહાં, વીશને ત્રણ દાખ એ ॥ ॥ ૨ ॥ ચાલ ॥ એકસો કોડી રે, બાવન કોડીયેં ॥ લાખ ચોરાણું રે, સંખ્યા જોડીયેં ॥ ત્રુટક ॥ જોડિયેં ચોશઠ્ઠ સહસ એકશો, ચાલીશેં તિહાં આગલી ॥ જિનપ્રાસાદ એકશો અસિઅ લેખે, વં દૂં પ્રતિમા ઊજ્જલી ॥ ચૈત્યસંખ્યા ઉર્ધ્વ લોકેં,

વીર વચન વિખ્યાત એ ॥ વાચક મૂલા કહે ભણુ જે, સ્તવન એ પરભાત એ ॥ ૩ ॥

॥ ઢાલ સાતમી ॥

॥ વેયઢ ગિરિ સિતરિ સો જિનહર, વૃષધરના તિહાં ત્રીશ જી ॥ કુરૂદ્રુમના દશ જિનહર બોલ્યા, ગજદંતેં તિહાં વીશજી ॥ ૧ ॥ અસિઅ તે જિન હર કુરૂદ્રુમ પરિઘેં, અસિઅ વખારેં જાણું જી ॥ મેરૂતણા પંચાસી જિનહર, ઇખ્ખુકારેં ચાર વખાણુંજી ॥ ૨ ॥ માનુષોત્તર પર્વત તિહાં ચારજ, નંદીસરના વીશજી ॥ કુંડલ રૂચક તિહાં ચાર ચાર જિનહર, ઋષભાદિક તિહાં ઇશજી ॥ ૩ ॥ પંચ સયા ઇગ્યારેં અધિકા, જિનહર તિર્ચ્છે લોકેં જી ॥ પડિમા એ કશઠ સહસ ચારસેં, બોલી સઘલે થોકેં જી ॥ ૪ ॥ અધો ઊર્ધ્વને તિર્ચ્છે લોકેં, સવે મલી કોડી આઠેજી ॥ લાખ છપ્પન્નને સહસ સત્તાણું, પણુસય ચોત્રીશ પાઠેં જી ॥ ૫ ॥ જિન પડિમા પન્નરસેં કોડી, બેંતાલીશ વલી કોડી જી ॥ લાખ પંચાવન સહસ પણુવીસ, પણુસય ચાલીસ જોડી જી ॥ ૬ ॥ એતા તવન ભણે જે ભાવેં, પ્રહ ઉગમ તે સૂરેં જી ॥ વાચક મૂલા કહે ગુણ ગાતાં, દુર્ગતિ

નાસે દૂરેં જી ॥ ૭ ॥

॥ ઢાલ આઠમી ॥

॥ અઠ્ઠાવય સમેત શિખરગિરિ ॥ સાજિનજિઅ ॥ રૈવત ગિરિ શેત્રુંજ ॥ ગજપદ ધમ્મ ચક્ક કહું ॥ સા૦ ॥ વૈભારગિરિ ઉત્તંગ ॥ ૧ ॥ રાવતે કુંજરા વતે ॥ સા૦ ॥ તિહુઅણુગિરિ ગ્વાલેર ॥ કાશી અવંતી જાણીયેં ॥ સા૦ ॥ નાગોર જેસલમેર ॥ ૨ ॥ સોરિપુર હથ્થિણાઉરે ॥ સા૦ ॥ અવલધરા વણુ પાસ ॥ પીરોજ પુરેં ભુઅડ ભલો ॥ સા૦ ॥ ફલવિધ્ધિ પૂરે આશ ॥ ૩ ॥ વિકાનેરને મેડતે ॥ સા૦ ॥ સીરોહી આબૂ શૃંગ ॥ રાણગપુરને સાદડી ॥ સા૦ ॥ વરકાણે મનરંગ ॥ ૪ ॥ ભીનમાલને કોટડે ॥ સા૦ ॥ બાહડમેર મઝાર ॥ રાયધણપુર રલિઆમણું ॥ સા૦ ॥ શાંતિનાથ દયોદ્ર જૂહાર ॥ ૫ ॥ સાચોર જાલોર રાડદ્રેં ॥ સા૦ ॥ ગોડીપુરવર પાસ ॥ પાટણ અમદાવાદ વલી ॥ સા૦ ॥ સંખેસર દીજે ભાસ ॥ ૬ ॥ અમીઝરે નવ પલ્લે ॥ સા૦ ॥ નવખંડ થલાદ્રેં ઠામ ॥ તારંગે બુરહાનપુરેં ॥ સા૦ ॥ વંદૂં માણુક શામ ॥ ૭ ॥ ખંભાયતનોં તારાપુરેં ॥ સા૦ ॥ માતરને

ખંધાર ॥ લોડણ ચિંતામણિ વરૂં ॥ સા૦ ॥ સૂરત ડભોઇ જૂહાર ॥ ૮ ॥ દેવક પાટણ દેવગિરિ ॥ સા૦ ॥ નવેનગર વંદી જોય ॥ દીવાદિક સવિ બંદરે ॥ સા૦ ॥ અંતરિક સિરિપુર હોય ॥ ૯ ॥ વડનગરને ડુંગરપુરે ॥ સા૦ ॥ ઇડર માલવ દેશ ॥ કલ્યાણક જિહાં જિન તણું ॥ સા૦ ॥ મન સૂધે પ્રણમેશ ॥ ૧૦ ॥ ગામ નગર પુર પાટણે ॥ સા૦ ॥ જિનમૂરતિ જિહાં હોય ॥ વાચક મૂલા કહે મુઝ ॥ સા૦ ॥ વંદતાં શિવસુખ હોય ॥ ૧૧ ॥

॥ અથ કલશ ॥

॥ છન્નુંએ જિનવર છન્નુંએ જિનવર, અધો ઊર્ધ્વને લોક તીર્છિ જાણું એ ॥ સાસય અસાસય જૈન પડિમા, તે સવે વખાણું એ ॥ ગચ્છવિધિપક્ષ પૂજ્ય પરગટ, શ્રી ધર્મમૂર્ત્તિ સૂરીંદુ એ ॥ વાચકમૂલા કહે ભણતાં, ઋદ્ધિવૃદ્ધિ આણંદુ એ ॥ ૧ ॥ ઇતિ ॥

---

અથ વાણારસી શ્રીવિનયસાગરજીકૃત
સ્તવનોનો સમુદાય પ્રારંભ.

॥ પ્રથમ શ્રી શિખરજીનું સ્તવન ॥

॥ ચાલો ચાલો શિખરગિરિ જઇયેં રે, વીશજિણું

દ મુગતે ગયા ॥ ચા૦ ॥ એ આંકણી ॥ પાલગંજમેં સફલ બોલાયે, મધુબનમેં જાઇ રહિયેં રે ॥ વીશજિણંદ મુગતેં ગયા ॥ ચાલો૦ ॥ ૧ ॥ આઠ મંદિરહૈ શ્વેતાં બરકા, તીન દિગમ્બરી લહિયેં રે ॥ વી૦ ॥ સીતા નાલેં નિરમલ થઇને, કેશર પ્યાલા ગ્રહિયેં રે ॥ વી૦ ॥ ૨ ॥ વિષમ પાહાડકી કુંજ ગલનમેં, સીતલતા બહુ લહિયેં રે ॥ વી૦ ॥ પચ્છિમ આઠ પૂરવદિશ બારે, વીશટુંક પદ લહિયેં રે ॥ વી૦ ॥ ૩ ॥ શામલીયા પારસકો મંદરિ, બિચ શિખરપર સોહિયેં રે ॥ વી૦ ॥ વીશટૂંકે જિનપૂજન કરકે, નરભવ લાહો લહિયેં રે ॥ વી૦ ॥ ૪ ॥ ઓગણીશશેં ઇગ્યારા મહાવદિ, એકાદશિ વિધૂ કહિયેં રે ॥ વી૦ ॥ સંઘ સહિત યાત્રા ભઇ સફલી, વિનય નમત ગુણ ગહિયેં રે ॥ વી૦ ॥ ૫ ॥ ઇતિ ॥

॥ અથ દ્વિતીય રાજગ્રહી સ્તવનં ॥ શિખરજીકી યાત્રા કયું નકરે ॥ એદેશી ॥

॥ આજ આનંદ ધરી, સખીમોરી આજ આનંદ ધરી ॥ એ આંકણી ॥ રાજગ્રહીમેં પાંચ મંદિરકા, દરશન પૂજા કરી, ગોબર ગામમેં એક મંદિરહૈ, ગૌતમ જનમ પૂરો ॥ સખી૦ ॥૧॥ વિપુલાચલ રતનગિરિ દૂજો, ત્રીજો ઉદયગિરિ ॥ સોનગિરિ વૈભાર પંચોપરિ,

મંદિર શોભવરી ॥ સખી૦ ॥ ૨ ॥ મંદિરમુદ્રા ચરન પુરાતન, વંદું ભાવધરી ॥ બહુ મુનિવર મુગતિ પદ પાયે, ધન ધન એહ ગિરિ ॥ સખી૦ ॥ ૩ ॥ ઊષ્ણ સોની જલકા બહુ થાનક, કુંડકી રચના કરી ॥ કેવલી પ્રભુકા જ્ઞાન બિના નર, તીરથ પદ પકરી ॥ સખી૦ ॥ ૪ ॥ તીરથભૂમિ પદ ફરસનથેં, નરભવ સફલ કરી ॥ ક્રોધાદિક સબ દૂર નિવારો, સમતા વિનય ધરી ॥ સખી૦ ॥ ૫ ॥ ઇતિ ॥

॥ તૃતીય શ્રી પાર્શ્વજિન સ્તવનં ॥

॥ પારસ પ્રભુકા ચાર કલ્યાણક, બનારસમેં લહિયેં રે ॥ પારસ૦ ॥ ભિલ્લુપુરેમેં દો મંદિર હૈ, સોઇ પુરાતન કહિયેં રે ॥ પાર૦ ॥ ૧ ॥ રામઘાટ પર કુશલાજીકે, મંદિર બંદન જઇયેં રે ॥ ઔર બહુ મંદિર હૈ સુંદર, તારાફ કહા મુખ કહિયેં રે ॥ પાર૦ ॥ ૨ ॥ બદની ઘાટ પર એક મંદિર હૈ, શ્રીસુપાર્શ્વગુણે ગહિયેં રે ॥ ચાર કલ્યાણક હૈ પ્રભુજીકા, ગંગા લહિરાં લહિયેં રે ॥ પાર૦ ॥ ૩ ॥ કોશ સાત પર ચંદ્રપુરી હૈ, ચંદા પ્રભુ પદ પહિયેં રે ॥ કલ્યાણક ચારોં ઊનહુંકા, યાત્રા કરનકૂં જઇયેં રે ॥ પાર૦ ॥ ૪ ॥ કોશ તીન પર સિંધ પુરી હૈ, શ્રી શ્રેયાંસ પ્રભુ કહિયેં રે ॥

ચવણુ જનમ દીક્ષા કેવલકી, રચના બહુવિધ લહિયેં રે ॥ પા૨૦ ॥ ૫ ॥ ચારૌં જિનકા શોલ કલ્યાણક, દર સને ચિત્ત ઠરઇયેં રે ॥ જનમ સફલ ભયો યાત્રા કરન સેં, વિનય નમત સુખ પઇયેં રે ॥ પા૨૦॥૬॥ ઇતિ॥

॥ ચતુર્થ શ્રીવીરજિન સ્તવનં. ॥

॥ પાવાપુરીમેં વીરજિનેસર, મુક્તેં ગયે વંદો ભ વિ ચરના ॥પાવા૦॥ એ આંકણી ॥ જલમંદિરમેં ચ રન પુરાતન, સમવસરણુ રચના દિલ ઠરના ॥પાવા૦ ॥ ૧ ॥ જલકી લહેર કમલ સીતલતા, નાગ ફિરત ઉ નસેં નહી ડરના ॥ પાવા૦ ॥ ૨ ॥ મંદિર ઔર બગી ચામેં હૈ, પ્રભુમુદ્રા દરિશન ભવ તરના ॥ જમણિ બા જુ સન્મુખ વેદિ પર, પ્રભુ પદકા નિત્ય પૂજન કરના ॥ પાવા૦ ॥ ૩ ॥ દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણકી, મૂર્ત્તિ ગણધરજીકા ચરના ॥ દાદાજી થૂલિભદ્ર મુનિકા, મંદિ ર ચિહુંદિશિ પાતિક હરના ॥ પાવા૦ ॥ ૪ ॥ ધર્મશા લાકી રચના સુંદર, દેખતહી દિલ આનંદ કરના ॥ કલ્યાણક ભૂમિ ફરશનથેં, દરિશન પૂજન શિવસુખ વરના ॥ પાવા૦ ॥ ૫ ॥ ઓગણીશ એકાદશ ફાગુન વિદિ, પંચમીકે દિન દરિશન કરના ॥ યાત્રા સફલ ભઇ સબહુંકી, વિનય નમત પ્રભુકે નિત ચરના ॥પા

વા૦ ॥ ૬ ॥ ઇતિ ॥

॥ પંચમ શ્રીપાર્શ્વજિનસ્ય પદં ॥રાગ મલ્હાર॥

॥ ગરજ ઘન આયો હો, માઇ ગરજ ઘન આયો હો ॥ કમઠ અસુર પ્રભુપર જલ બરસાયો હો ॥ માઇ ગરજ૦ ॥ એ આંકણી ॥ ઇકિ ઘન ગરજત બિજલી ચમકત હુજી, પ્રભુકૂં અચલ નિરખત પવન ભરાયો હો ॥ માઇ ગર૦ ॥ ૧ ॥ ચરણ યુગલ અહિફણુકો શિર છત્ર કીનો, કમલ રચત હરખત નૃત્ય રચાયો હો ॥ માઇગર૦ ॥ ૨ ॥ કમઠ પ્રભુકે આગેં નમત શિર આન ધરે, વિનય નમત સુરપતિ ભુવન સધાયો હો ॥ માઇ ગર૦ ॥ ૩ ॥ ઇતિ ॥

॥ ષષ્ઠ શ્રીવીરજિન સ્તવનં ॥ રાગ મલ્હાર ॥

॥ ત્રિશલા સુત જાયો હો॥ માઇ ત્રિશલા સુત જાયો હો॥ મનડો હમારો આનંદ હરખેં ભરાયો હો ॥ માઇ ત્રિશલા૦ ॥ એ આંકણી ॥ મલ સ્વેદ વર્જિત કમલ ગંધસમ જાકો શરીર નિરોગી, સુરપતિ પીયૂષ ઠહરાયો હો ॥ માઇ૦ ॥ ૧ ॥ ઊજ્વલ રૂધિર દેખી ઉરગ પ્રતિબોધ પાયો, પર ઉપગારી જિનવર જગત ગવાયો હો ॥ માઇ૦ ॥ ૨ ॥ આહાર નિહાર દોનુ ચરમ નયણા ન દેખે જનમથી, ચાર અતિ

શાય ત્રિભુવન ભાયો હો ॥ માઇ૦ ॥ ૩ ॥ જગતસેં
ઔર રીત દેખકે ગુનીજન જાન્યો, ભગતિ કરત પ્ર
ણુમત વિનય સવાયો હો ॥ માઇ૦ ॥ ૪ ॥ ઇતિ ॥

॥ સપ્તમ શ્રીઆદિજિન સ્તવનં ॥ રાગ સોરઠ
મલ્હાર ॥

॥ પ્રભુ દરિશનકો બહુ પ્રેમ ધરી, મન ભાવેં
હો ॥ પ્રભુ૦ ॥ એ આંકણી॥ તિક્ષશિલા નયરીયેં
પ્રભુજી, સાંજ સમેં ઊહાં આવે હો, મન ભાવે હો
॥ પ્રભુજી૦ ॥ ૧ ॥ બાહુબલ નિજ રૂદ્ધિ લહીનેં,
પ્રાતઃસમય બન આવે હો, મન ભાવે હો ॥ પ્ર
ભુ૦ ॥ ૨ ॥ નીરાગી પ્રભુ વિહાર કીયો હૈ, મન
મેં ઉદાસી આવે હો, મન ભાવે હો ॥ પ્રભુ૦ ॥ ૩ ॥
પ્રભુપદ નિરખી આનંદ પાવે, વિનય નમત ગુન ગા
વે હો, મન ભાવે હો ॥ પ્રભુ૦ ॥ ૪ ॥ ઇતિ ॥

॥ અષ્ટમ શ્રીઆદિજિન સ્તવનં ॥ રાગ સોરઠ
મલ્હાર ॥

॥ પ્રભુ પદકા પૂજન કરીયેં રે ॥ ભવતરીયેં રે ॥
પ્રભુ૦ ॥ એ આંકણી ॥ પ્રભુપદ થાનક પીઠ
રતનકો, બાહુબલ અબ કરિયેં રે, ભવતરિયેં રે ॥
પ્રભુ૦ ॥૧॥ તે ઉપર એક યોજન ઉંચો, દંડ રતનમય

ધરિયેં રે, ભવતરીયેં રે ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ ફિરતો યોજન ચક્રનેં ઉપર, છત્ર તેણીપરેં કરિયેં રે, ભવ તરીયેં રે ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ ધર્મચક્ર એ તીરથ મોહોટો, જેહથી પાતક હરિયેં રે, ભવતરિયેં રે ॥ પ્રભુ૦ ॥ ૪ ॥ બંદન નમન કરત પ્રભુપદકૂં, વિનય વરન શિવ વરિયેં રે, ભવતરિયેં રે ॥ પ્રભુ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

---

॥ અથશ્રી સિદ્ધપદ સ્તવનં ॥

॥ શ્રી ગૌતમ પૃચ્છા કરે, વિનય કરી શીશનમાય પ્રભુજી ॥ અવિચલ થાનક મેં સુણ્યો, કૃપા કરી મોય બતાય પ્રભુજી ॥ શિવપુર નગર સોહામણું ॥ ૧ ॥ એ આકણી ॥ આઠ કરમ અલગા કરી, સારચા આતમ કામ ॥ પ્ર૦ ॥ છૂટા સંસારના દુઃખ થકી, રેવાનો કિહાં ઠામ ॥ પ્ર૦ ॥ શિ૦ ॥ ૨ ॥ વીર કહે ઉર્ધ્વ લોકમાં, સિદ્ધ શિલાતણો ઠામ હો ગૌતમ ॥ સ્વર્ગ છવ્વીશને ઉપરેં, તેહના બારે નામ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૩ ॥ લાખ પિસ્તાલીશ જોજના, લાંબી પોહોલી જાણ હો ॥ ગૌ૦ ॥ આઠ જોજન જાડી વિચ્ચેં, છેડે મંખપંખ જ્યું જાણહો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૪ ॥ ઉજ્વલહાર મોતી તણો, ગોદુગ્ધશંખ વખાણ હો ॥ ગૌ૦

॥ તે થકી ઊજ્જલી અતિ ઘણી, ઉલટ છત્ર સંઠાણ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૫ ॥ અર્જુનસ્વર્ણસમ દીપતી, ગઠારી મઠારી જાણ હો ॥ ગૌ૦ ॥ સ્ફટિક રત્નથકી નિર્મલી, સુંઆલી અત્યંત વખાણ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૬ ॥ સિદ્ધશિલા ઉલંઘી ગયા, અધર રહ્યા સિદ્ધરાજ હો ॥ ગૌ૦ ॥ અલોકશું જાઇ અડયા, સારયા આતમ કાજ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૭ ॥ જન્મ નહી મરણ નહી, નહી જરા નહી રોગ હો ॥ ગૌ૦ ॥ વૈરી નહી મિત્રજ નહી, નહી સંજોગ વિજોગ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૮ ॥ ભૂખ નહી તરષા નહી, નહી હરષ નહી શોક હો ॥ ગૌ૦ ॥ કર્મ નહી કાયા નહી, નહી વિષયારસ યોગ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૯ ॥ શબ્દરૂપ રસગંધ નહી, નહી ફરસ નહી વેદ હો ॥ ગૌ૦ ॥ બોલે નહી ચાલે નહી, મૌનપણું નહી ખેદ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૧૦ ॥ ગામ નગર તિહાં કોઇ નહી, નહી વસતી ન ઉજાડ હો ॥ ગૌ૦ ॥ કાલ તિહાં વરતે નહી, નહી રાત દિવસ તિથિવાર હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૧૧ ॥ રાજા નહી પ્રજા નહી, નહી ઠાકુર નહી દાસ હો ॥ ગૌ૦ ॥ મુક્તિમાં ગુરૂ ચેલા નહી, નહી લઘુ વડાઇ તાસ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૧૨ ॥ અનંતા સુખમાં

ઝીલી રહ્યાં, અરૂપી જ્યોત પ્રકાશ હો ॥ ગૌ૦ ॥ સહુ કોઇનેં સુખ સારિખા ॥ સઘલાને અવિચલ વાસ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૧૩ ॥ અનંતા સિદ્ધ મુગતેં ગયા, વલી અનંતા જાય હો ॥ ગૌ૦ ॥ અવર જગ્યા રૂંધે નહી, જ્યોતમાં જ્યોત સમાય હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૧૪ ॥ કેવલ જ્ઞાન સહિત છે, કેવલ દર્શન ખાસ હો ॥ ગૌ૦ ॥ ખાયક સમકિત દીપતું, કદીય ન હોવે ઉદાસ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૧૫ ॥ સિદ્ધ સ્વરૂપ જે ઓલખે, આણીમન વૈરાગ હો ॥ ગૌ૦ ॥ શિવ સુંદરી વેગેં વરે, નય કહે સુખ અથાગ હો ॥ ગૌ૦ ॥ શિ૦ ॥ ૧૬ ॥ ઇતિ શ્રી સિદ્ધ સ્તવનં ॥

॥ અથશ્રી શાંતિજિન સ્તવનં ॥

॥ શાંતિ પ્રભુ વિનતિ એક મોરીરે, તારી આંખડી કામણ ગારી ॥ શાંતિ૦ ॥ વિશ્વસેન રાજા તુજ તાય રે, રાણી અચિરાદેવી માય રે ॥ તુંતો ગજપુર નગરી નો રાય ॥ શાં૦ ॥ ૧ ॥ પ્રભુ સોવન કાંતિ બિરાજે રે, મુકુટે હીરા મણી છાજે રે ॥ તારી વાણી ગંગા પૂર ગાજે ॥ શાં૦ ॥ ૨ ॥ પ્રભુ ચાલીશ ધનુષની કાયા રે, ભવિ જનના દિલમાં ભાવ્યા રે ॥ કાંઇ રાજ રાજે સર રાય ॥ શાં૦ ॥ ૩ ॥ પ્રભુ માહારાછો અંતર

જામી રે. કરૂં વીનતિ હું શિર નામી રે ॥ ચઉદ રઠ જાનાછો તુમે સ્વામી ॥ શાં૦ ॥ ૪ ॥ પ્રભુ પરષદા બા રે માંહે રે, દીએ દેશના અધિક ઉચ્છાંહે રે ॥ પ્રભુ અં ગીએં ભેટ્યા ઉમાંહે ॥ શાં૦ ॥ ૫ ॥ શ્રાવક શ્રાવિ કા બહુ પુણ્યવંતા રે, શુભ કરણી કરે મહંતા રે ॥ શાંતિ નાથના દરિશણ કરંતા ॥ શાં૦ ॥ ૬ ॥ સંવત અઢાર અઠ્ઠાણુંઓ સાર રે, માસ કલ્પ કરચો તેણી વાર રે ॥ સૂરિ મુક્તિપદના ધાર ॥ શાં૦ ॥ ૭ ॥ ઇતિ ॥

॥ અથશ્રી શાંતિજિન સ્તવનં ॥

॥ શાંતિજીનું મુખડું જોવા ભણી જી, મુજ મ નડું રે લોભાય ॥ ચિત્તડું જાણે ઉડી મિલું જી, પણ પ્રભુ કેમરે મિલાય ॥ શાં૦ ॥ ૧ ॥ દૈવ ન દીધી મુ જને પાંખડી જી, આવું હું કેમરે હજૂર ॥ પણ પ્રભુ જાણજો વંદના જી, આતમરામ શનૂર ॥ શાં૦ ॥ ૨ ॥ ગજ પુરી નગરીનું રાજીઓ જી, અચિરા દેવી નંદન એહ ॥ જિમરે પારેવડો રાખીઓ જી, તિમ પ્રભુ રાખ જો નેહ ॥ શાં૦ ॥ ૩ ॥ મસ્તકે મુગટ સોહામણો જી, કાને કુંડલ ઓંકાર ॥ બાહેં બાજુ બંધ બહેરખા જી, કંઠ ડે નવસરો હાર ॥ શાં૦ ॥ ૪ ॥ આજ ભલેરે દિન ઉ ગીયો જી, દૂધડે વૂઠડા મેહ ॥ વાચક સહેજસુંદર તણો

જી, નિત્યલાભ પ્રભુ ગુણ ગેહ ॥ શાં૦ ॥૫॥ ઇતિ ॥

॥ અથ શ્રી શીતલજિન સ્તવનં ॥

॥ શીતલ જિનની સેવા કીજેં, લીજે સંપદાસારી રે ॥ દ્રવ્ય ભાવ જિન પૂજા કરતાં, નાસે દુર્ગતિ ભારી રે ॥ ૧ ॥ સંસારો પ્રાણી દેવ પૂજે, દેવપૂજે હિત આણી રે ॥ જ્ઞાન અનંતું રૂપ અનંતું, શકિત અનંતી કહીયેં રે ॥ લોકાલોક તણા પ્રકાશી, તેહની આણજ વહીયે રે ॥ સંસા૦ ॥ ૨ ॥ ભકિત પ્રભુની હઇડે ધરતાં, ભવ ભવ પાતક હરીયેં રે ॥ એહવો નિશ્ચેં માહારા મનમાં, પ્રભુ તારે તો તરીયેં રે ॥ સંસા૦ ॥ ૩ ॥ કરજોડી મદ મચ્છર મૂકી, પ્રભુજીને શિર નામૂં રે ॥ અનુભવ પદની લાલચ અમનેં, તે જિનવરથી પામૂં રે ॥ સંસા૦ ॥ ૪ ॥ સેવક ઉપર કરૂણા કરજો, વીનતડી ચિત્ત ધારી રે ॥ કહે નિત્યલાભ પ્રભુને પ્રણમી, દેજો સેવ તમારી રે ॥ સંસા૦ ॥૫॥

॥ અથ શ્રીસંભવજિન સ્તવનં ॥

॥ મોહન તારા મુખડાને મટકે ॥ મોહન૦ ॥ એ આંકણી ॥ નયણ રસાલાને વયણ સુખાલા ॥ ચિતડું લીધું ચટકે ॥ મોહ૦ ॥ પ્રભુજી કેરી ભકિત કરંતાં, કર્મની કસ કટકે ॥ મોહ૦ ॥ ૧ ॥ મુજમન

લોભી ભમર તણીપરેં, જિનગુણ કમલે અટકે ॥ મો હ૦ ॥ રત્નચિંતામણિ મૂકીને રાચે, કહો કોણ કાચ તણે કટકે ॥ મોહ૦ ॥ ૨ ॥ એજિન થુણતાં ક્રોધાદિક સહુ, આસ પાસથી પટકે ॥ મોહ૦ ॥ કેવલનાણી બ હુ સુખ દાણી, કુમતિકૂં દૂર પટકે ॥ મોહ૦ ॥ ૩ ॥ એ જિનને જે દિલમાંનાણે, તેતો ભૂલ્યા ભટકે ॥ મોહ૦ ॥ ભાવ ભક્તિશું ઓલંગ કરતાં, વંછિત સુખડે સટ કે ॥ મોહ૦ ॥ ૪ ॥ મૂરતિ સંભવ જિનેશ્વર કેરી, જો તાં હૈયડું હટકે ॥ મોહ૦ ॥ નિત્યલાભ કહે એ જિન સાચો, ગુણ ગાઉં હું લટકે ॥ મોહ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

॥ અથ શ્રીશીતલ નાથજીનું સ્તવન ॥

॥ માહારે શીતલ જિનશું લાગી પૂરણ પ્રીતજો, સાહિબજીની સેવા ભવ દુખ ભાંજશે રે જો ॥ જિન પ્રતિમા જિન સરખી દિલમાં જોય જો, ભકિત કરંતાં પ્રભુજી ખૂબ નિવાજસે રે જો ॥ ૧ ॥ જેણે જોતાં લાધુ રત્નચિંતામણિ હાથ જો, તેહને રે મૂકીને કુણ ગ્રહે કાચનેં રે જો ॥ જેણે મનશું કીધાં જૂઠાનાં પ ચખ્ખાણ જો, તે નર બોલે સો વાતો પણ સાચને રે જો ॥ ૨ ॥ જે પામ્યા પરિગલ પ્રીતે અમૃત પાનજો, ખારૂં જલ તે પીવા કહો કુણ મન કરે રે જો ॥ જે

ઘરમાં બેઠાં પામ્યા લખમી જોર જો, ધનને કાજે દે
શ દેશાંતર કુણ ફરે રે જો ॥ ૩ ॥ જેણે સેવ્યા પૂર
ણ ચિતેં અરિહંત દેવજો, તેહના રે મનમાંહેં કિમ
બીજા ગમે રે જો ॥ એતો દોષ રહિત નિકલંકી ગુણ
ભંડાર જો, મનડું રે અમારૂં પ્રભુ સાથે રમે રે જો
॥ ૪ ॥ મુને મલિયા પુરણ ભાગે શીતલ નાથજો, દે
ખીને હૂં હરખ્યો તન મન રંજીઆ રે જો ॥ એતો દો
લત દાઇ પ્રભુજીનો દેદાર જો, મેંતો જોતાં પ્રભુને ક
ર્મદલ ગંજીઆ રે જો ॥ ૫ ॥ શ્રીવિધિપક્ષ દેહરે મું
દરા નગર મઝાર જો, અંગીરે નવરંગી સિખર શુહા
મણી રે જો ॥એતો તેજે દીપે ઝગ મગ જ્યોત વિશા
લ જો, સોહે રે મનમોહન મૂર્ત્તિ રલીયામણી રે
જો ॥ ૬ ॥ સયસત્તર એકાશીએ રૂડો ભાદ્રવ માસજો,
સ્તવન રચ્યું એ પ્રેમે પરવ પજૂસણે રે જો ॥ શ્રીસહે
જ સુંદર શિષ્ય બોલે ઇણી પરેં વાણીજો, ભાવેરેં નિ
ત્યલાભ કહે હરષે ઘણે રે જો ॥ ૭ ॥ ઇતિ ॥

॥ અથ શ્રીશીતલજિન સ્તવનં ॥

॥ શીતલ જિનવર સાંભલો રે, ગુણનિધિ ગરિબ
નિવાજ ॥ દેખી દરિસણ તાહેરૂં રે, સફલ થયો દિ
ન આજ ॥ શી૦ ॥ ૧ ॥ સૂરત તાહરી સોહામણી

રે, લાલ અમૂલક નંગ ॥ જાણીયેં કલ્પદ્રુમ સારખી રે, કીધી પ્રીત અભંગ ॥ શી૦ ॥ ૨ ॥ હેજાલેં નય ણેં કરી રે, મલજો મુજને સ્વામ ॥ અંતર જામીછો માહેરા રે, ભવ દુઃખ ભંજણ ઠામ ॥ શી૦ ॥ ૩ ॥ સાચો સાજન તું મલ્યો રે, પ્રીત કીધી પરિમાણ ॥ હીઅડે ભીતર તું વસ્યો રે, ભાવે જાણ મજાણ ॥ શી૦ ॥ ૪ ॥ ધરણી તલ માંહે જોવતાં રે, અવર મલ્યા મુજ લાખ ॥ પણ તે હું નહીં આદરૂં રે, શ્રીપરમેશ્વર સાખ ॥ શી૦ ॥ ૫ ॥ સીતાને મન રામજી રે, રાધા ને મન કાન ॥ ભમરે । માલતી ફૂલડેં રે, તેમ પ્રભુશું મુજ તાન ॥ શી૦ ॥ ૬ ॥ રોહણીને મન ચંદલો રે, જિમ મોરા મન મેહ ॥ ઇંદ્રાણીને મન ઇંદલો રે, તે મ પ્રભુશું મુજ નેહ ॥ શી૦ ॥ ૭ ॥ અમને તમારો છે આશરો રે, નઇ કોઇ બીજાશું વાદ ॥ સાચો સેવક જાણશો રે, તો સવિ પૂરશો લાડ ॥ શી૦ ॥ ૮ ॥ અચલ ગચ્છને દેહરે રે, મુંદરા નગર મઝાર ॥ મહી માવંત મયા કરો રે, ભવ દુઃખ ભંજણ હાર ॥ શી૦ ॥ ૯ ॥ સાનિધ્ય કારીછો સાહેબા રે, પ્રણમ્યા પાત ક જાય ॥ સેહેજ સુંદર ગુરૂ રાયનું રે, નિત્ય લાભ પ્રભુ ગુણ ગાય ॥ શી૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥

॥ અથ શ્રી પાર્શ્વજિનસ્તવનં ॥

॥ સુગુણ સોભાગી રે કે સાહેબ માહેરા, શ્રી ચિંતામણિ પાસ ॥ પૂર્ણ પુણ્યે રે કે દરિસણ દેખીએ, પૂગો મારા મનડાની આશ ॥ હું બલિહારી રે કેજા ઉં તોરા નામની ॥૧ ॥ કાશી દેસે રે કે નગરી વણાર સી, અશ્વસેન રાયા કુલચંદ ॥માતા વામા રે કે પ્રભુ જીને જનમીયા, દીઠડે પરમાનંદ ॥ હું૦॥ ૨ ॥ મૂરત સૂરત રે કે નિરખીને હરખિએ, સાંભલ મોરા સ્વામ ॥ વાન વધારણ રે કે જગમાં સુરતરૂ, તું મુઝ આતમ રામ ॥ હું૦ ॥૩॥ લાલ સુરંગી રે કે અંગી શોભતી, સોહે સોહે પ્રભુજીને અંગ ॥ શિખર બનાવ્યું રે કે સુંદર કોરણી, દીસે દીસે નવ નવા રંગ ॥ હું૦ ॥ ૪ ॥ શિરપર સોહે રે કે મુગટ જડાવનો, કાને કુંડલ શ્રીકાર ॥ કેડે કણદોરો રે કે બાંહે બેરખા, કંઠડે ન વસરો હાર ॥ હું૦ ॥ ૫ ॥ વિધિપક્ષ દેહરે રે કે મૂલ નાયક પ્રભુ, ભુજ મંડણ જિનરાજ ॥ ભાવિક શ્રાવક રે કે ભાવે ભાવના, સાહેબ ગરીબ નિવાજ ॥ હું૦ ॥ ૬ ॥ કોય કુમતિઆ રે કે પ્રભુને માને નહીં, તે રડ વડશે સંસાર ॥ નવ દંડક માંહે રે કે ગતિછે તેહનેં, નહિં લીએ ભવનો પાર ॥ હું૦॥ ૭ ॥ સૂત્ર સિદ્ધાંતે

રે કે જિન પ્રતિમા કહી, જિન સરખી નિરધાર ॥ પૂજો પ્રણમો રે કે ભવિયણ ભાવશું, જિમ પામો શિવસુખ સાર ॥ હું૦ ॥ ૮ ॥ સંવત સત્તર રે કે વરસ ચોરાણુ એ, રૂડો રૂડો ભાદ્રવ માસ ॥સ્તવના કીધી રે કે પરવપજૂષણે, નિત્યલાભ પ્રભુજીનો દાસ ॥ હું૦ ॥૯॥

॥ અથ શ્રી પાર્શ્વજિનસ્તવનં ॥

॥ રાયજી અમે તો હિંદુયાણી કે, રાજ ગરાશી યા રે લો ॥ એ દેશી છે ॥

॥ જિનજી ગોડીમંડણ પાસ કે, વિનતિ સાંભલો રે લો ॥ જિનજી અરજ કરૂં સુવિશ્વાસ કે, મૂકી આમલો રે લો ॥ જિનજી તુમ દર્શનને કાજ કે, જીવડો ટલવલે રે લો ॥ જિનજી મહેર કરો માહારાજ કે, આશા સવિ ફલે રે લો ॥ ૧ ॥ જિનજી મનભમરો લલચાય કે, પ્રભુની ઓલગે રે લો ॥ જિનજી જેમ તેમ મેલો થાયકે, તે કરજો વગે રે લો ॥ જિનજી દૂર થકાંપણ નેહ કે, સાચો માનજો રે લો ॥ જિનજી તુમથી લહું ગુણગેહ કે, અમૃત પાનજો રે લો ॥ ૨ ॥ જિનજી પ્રભુશું બાંધ્યો પ્રેમ કે, તે કેમ વીસરે રે લો ॥ જિનજી બીજે જાવા નિયમ કે, પ્રભુથી દિલ ઠરે રે લો ॥જિનજી જોતાં તાહારૂં રૂપ કે, અનુભવ સાંભરે રે

લો ॥ જિનજી તાહરી જ્યોતિ અનૂપ કે, ચિંતાદુઃખ હરે રે લો ॥ ૩ ॥ જિનજી એહું ભોજન ખાય, મિ ઠાઇની લાલચેં રે લો ॥જિનજી આતમને હિત થાય કે, પ્રભુના ગુણ રૂચે રે લો ॥જિનજી કર્મ તણાં બહુ જોર કે, તેહથી તારીયે રે લો ॥ જિનજી સમકેતના જે ચો ર કે, તેહને વારીયેં રે લો ॥ ૪ ॥ જિનજી નિજ સેવ ક જાણીને, મુક્ત બતાવીયેં રે લો ॥ જિનજી કરૂણા રસ આણીને, મનમાં લાવીયેં રે લો ॥ જિનજી વાચ ક સહેજ સુંદરનો, સેવક ઇમ કહે રે લો ॥ જિનજી પંડિત શ્રીનિત્યલાભ કે, પ્રભુથી સુખ લહે રે લો ॥૫॥

॥ અથશ્રી પાર્શ્વજિન સ્તવનં ॥

॥ પાસજિણંદ સદાશિવ ગામી, વાલોજી અંત ર જામી રે ॥ જગજીવન જિનજી, મૂરત તાહેરી મો હન ગારી, ભવિયણને હિત કારી રે ॥ જ૦ ॥ ૧ ॥ વામારે નંદન સાંભલો સ્વામી, અરજ કરૂં શિર ના મી રે ॥ જ૦ ॥ દેવ ઘણા મેં તો નયણે રે દીઠા, તુમે ઘણું લાગો છો મીઠા રે ॥ જ૦ ॥ ૨ ॥ મેં તો મનમાંહે તુંહીંજ ધ્યાયો, રત્નચિંતામણિ પાયો રે ॥ જ૦॥ રા ત દિવસ મુજ મનમાંહે વસિયો, હું છું તુમ ગુણ ર સિયો રે ॥ જ૦ ॥ ૩ ॥ મેહેર કરીને સાહેબા નજરે

નિહાલો, તમે છો પરમ કૃપાલુ રે ॥ જ૦ ॥ ગોડી રે ગામમાં તુહીજ સોહિયેં, સુર નરનાં મન મોહિયેં રે ॥ જ૦ ॥ ૪ ॥ બે કરજોડીને પ્રભુ પાયે લાગું, નિત નિત દરિશણ માગું રે ॥ જ૦ ॥ દેવ નહી કોગે તાહેરી તોલે, નિત્યલાભ ઇણિપરેં બોલે રે ॥ જ૦ ॥ ૫ ॥

॥ અથ શ્રીપાર્શ્વજિન સ્તવનં ॥

॥ સદગુરૂને ચરણે નમી, ગાયશું ગોડી રાય ॥ મારા વાલા ॥ એકલમલ્લ થલરો ધણી, દેખંતાં સુખ થાય ॥ મારા૦ ॥ ૧ ॥ વામાજીનો કુંઅર લાડલો, જોવા મુજ મન થાય ॥મા૦॥વા૦॥ એ આંકણી ॥ દેવ ઘણા ધરણી તલે, તે દીઠા ન સુહાય ॥મા૦॥ વા૦ ॥ ૨ ॥ અખીયાં પ્યાસી થઇ રહી, દેખણ પ્રભુ મુખ લાલ ॥ મા૦ ॥ અંતરજામી માહેરા, મહિર નજર શું નિહાલ ॥ મા૦ ॥ વા૦ ॥ ૩ ॥ યાત્રા કરણની હોંશ છે, બહુ દિનની મનમાંહે ॥ મા૦ ॥ હુકમ કરો પ્રભુજી હવે, આવું ધરીય ઉચ્છાહે ॥ મા૦ ॥ વા૦ ॥ ૪ ॥ દૂર દેશાંતર જઇ રહ્યા, તેના દરિસણ સરજ્યા થાય ॥ મા૦ ॥ આસ વિલુદ્ધા માનવી, રાત દિવસ ગુણ ગાય ॥ મા૦ ॥ વા૦ ॥ ૫ ॥ સમરથ સાહિબજી હોવે, ઓલંગ કીજેં તાસ ॥ મા૦ ॥ પ્રાપ્તિ હોયતો

પામીયે, ભાગ્ય ફલે સુવિલાસ ॥ મા૦ ॥ વા૦ ॥ ૬॥ તુમ વિણુ કહો કુણુ સાંભલે, સેવકની અરદાસ ॥ મા૦ ॥ જાણુંછું સહી આપસો, મનવંછિત સુખ વાસ ॥ મા૦ ॥ વા૦ ॥ ૭ ॥ કૂડા કલિયુગમાં પ્રભુ, પરતા પૂરણ હાર ॥ મા૦ ॥ મારગમાં સાનિધ્ય કરો, આપ થઇ અસવાર ॥ મા૦ ॥ વા૦ ॥ ૮ ॥ ભક્તિના રંગ-અનેક છે, સાહિબ સુગુણ સુજાણ ॥ મા૦ ॥ મન મોહન જગજીવના, પ્રભુજી મુજ મહેરાણ ॥ મા૦ ॥ વા૦ ॥ ૯ ॥ પ્રત્યક્ષ ગોડી પાસજી, અરિદલ ભંજણ હાર ॥ મા૦ ॥ વાચક સહેજસુંદર તણો, નિત્ય લાભ જયજયકાર ॥ મા૦ ॥ વા૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥

॥ અથશ્રી નમિજિન સ્તવનં ॥

॥ ગરબો કેણે રે કોરાવ્યો કે, નંદજીના લાલ રે ॥એ દેશી॥ નમિનાથ જિણેસર વંદો કે ॥ દિલમાં આણી રે ॥ એતો વિપ્રા રાણી નંદો કે ॥ ગુણ મણિખાણી રે ॥ એતો વિજય નૃપતિ કુલચંદો કે ॥ દિ૦ ॥ એહને દીઠે પરમાનંદો કે ॥ ગુ૦ ॥ ૧ ॥ એતો સોવન વર્ણ સોહાયા કે ॥ દિ૦ ॥ એણે મેલી સંસારની માયા કે ॥ ગુ૦ ॥ એતો વીતરાગ નામ કહાયા કે ॥ દિ૦ ॥ એતો મુક્તિ મંદિરમાં ગ

વાયા કે ॥ ગુ૦ ॥ ૨ ॥ હું તો ભક્તિ કરૂં ભલે ભાવે કે ॥ દિ૦ ॥ જેમ જન્મ મરણ ભય નાવે કે ॥ ગુ૦ ॥ ઘરે મંગલ માલા આવે કે ॥ દિ૦ ॥ મુઝ મનડું આનંદ પાવે કે ॥ ગુ૦ ॥ ૩ ॥ પ્રભુ મૂર્ત્તિ મુઝને પ્યારી કે ॥ દિ૦ ॥ ભવિયણને મોહન ગારી કે ॥ ગુ૦ ॥ ગુણ ગાવે સુર નર નારી કે ॥ દિ૦ ॥ પ્રભુ આપે સંપત્તિ સારી કે ॥ ગુ૦ ॥ ૪ ॥ પ્રભુ તમેં હું સેવક તારો કે ॥ દિ૦ ॥ મુઝ આવાગમણ નિવારો કે ॥ ગુ૦ ॥ મુઝ વીનતડી અવધારો કે ॥ દિ૦ ॥ નિત્યલાભ છે દાસ તુમારો કે ॥ ગુ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

॥ અથ શ્રીવિદ્યાસાગરસુરિસ્તવન પ્રારંભઃ ॥

॥ ઢાલ કડખાની ॥ વંદો વીરવર ધીરધર સૂરિ વિદ્યાસુગુરૂ, સ્વચ્છ વિધિપક્ષ ગચ્છપતિ ગાજે ॥ અમલ જલગંગ સમ ધરન છતીશ ગુન, વ્યકતતા પ્રકટ સુરગુરૂ દિવાજે ॥ વંદો૦ ॥ ૧ ॥ અમરપાથોધિ ગુન ભૂરિ સૂરીસરૂ, પટ્ટ તસ પૂર્વકૃત પુણ્વ આયો ॥ વાણી જસ સુનત ભવભર્મ ભાગે કટક, વિકટ યશવાસ ભૂયલોક છાયો ॥ વંદો૦ ॥ ૨ ॥ દ્વયણુકસમવાયિ ઘટ પટ્ટ ભાવાદિ બહુ, સપ્ત નય તત્ત્વ ન

વ ભેદ જાણે ॥ લક્ષ ઊપદેશ સુપરિક્ષ અનુમાન
યુત, સરસ વાખાણુ નવ રસ વખાણે ॥ વંદો૦ ॥
૩ ॥ પ્રબલ પરતાપ પ્રોદ્યોતમહિમંડલે, સકલ સાધો
શિરેં અધિક રાજે ॥કુમતિ પાખંડ સબ દૂર નાસે નિ
પટ, દેખી માર્ત્તંડ જિમ ધૂઅડ ભાજે॥ વંદો૦ ॥ ૪ ॥
શા કરમશીકુલેં ત્રિદશપતિ સારિખો, માત કમલા ત
ણો સુજશ દીપે ॥ વિબુધવર છત્રધર નમતિ જાકે સ
દા, અનડ ભડ કઠિન કંદર્પ્પ ઝીપે ॥ વંદો૦ ॥ ૫ ॥
ભવિક નર નારિ અતિભાવ ભાવેં કરી, વાંદતાં ચિત્ત
આમોદ પાવે ॥ કહત નિત્યલાભ કર જોર ગુરૂ નામ
દે, રિદ્ધિ નવ નિદ્ધિ સબ સિદ્ધિ પાવે ॥ વંદો૦ ॥૬॥

॥ અથ શ્રી કુંથુનાથસ્તવનં ॥

॥ કેસર વરણો હો, કાડ કસુંબો મહારા લા
॥ એ દેશી ॥ કુંથુ જિનની હો, સેવા માગું મહા
રા લાલ॥ વિનય કરીનેં હો, પાયે લાગું મહારા
લાલ ॥ જગજીવન જિનજી હો, ઇણિ ભવ દીઠા ॥
મહારા લાલ ॥ સાકર દૂધથી હો, લાગે મીઠા મ
હારા લાલ ॥ ૧ ॥ સમોસરણ બેઠા હો, પ્રભુજી
દીપે મહારા લાલ ॥ સમતારસશું હો, જગનેં ઝીપે
મહારા લાલ ॥ દેવદુંદુભિ રૂડી હો, ગગને વાજે

મ્હારા લાલ ॥ વલી તિહાંકિણ જાણું હો, ભામં ડલ છાજે મ્હારા લાલ ॥ ૨ ॥ ચારે દિશિ દેવતા હો, ચામર ઢાલે મ્હારા લાલ ॥ ભવના ફેરા હો, પ્ર ભુજી ટાલે મ્હારા લાલ ॥ જિનજીનું દર્શન હો, મોહનગારૂં મ્હારા લાલ ॥ પલ એક દિલથી હો, હું ન વીસારૂં મ્હારા લાલ ॥ ૩ ॥ સેવક ઉપર હો, મ્હેર ધરીજેં મ્હારા લાલ ॥ સુખડાં દીજેં હો, તાપ હરીજેં મ્હારા લાલ ॥ નિત્યલાભ પ્રણમી હો, એમ પયંપે મ્હારા લાલ ॥ પ્રભુજીને સમરી હો, પાતક કંપે મ્હારા લાલ ॥ ૪ ॥ ઇતિ ॥

॥ અથ સંભવજિનસ્તવન પ્રારંભઃ ॥

॥ ગોકલીઉં રલિઆમણું ॥ એ દેશી ॥

॥ સંભવ નાથ શોહામણા રે, ત્રિભુવન નાયક દેવ ॥ ભવિયણ સેવજો ॥ ઇંદ્ર સરિખા જેહની રે, સેવ કરે નિત્યમેવ ॥ ભવિ૦ ॥ ૧ ॥ સૂરત સુંદર શોભતી રે, માને મ્હોટા ભૂપ ॥ ભવિ૦ ॥ નયન કમલદલ પાંખડી રે, મોહનગારૂં રૂપ ॥ ભવિ૦ ॥ ૨ ॥ મીઠી વાણી જેહની રે ॥ બેઠા દે ઉપદેશ ॥ ભવિ૦ ॥ સાંભલતાં સુખ ઉપજે રે, ન રહે દુઃખ લવલેશ ॥ ભવિ૦ ॥ ૩ ॥ જિનદરિસણની લા

લસા રે, મુઝ મન વિશ્વાવીશ ॥ ભવિ૦ ॥ વંધ્યા ચલ જેમ હાથીઓ રે ॥ સંભારે નિશ દિશ ॥ ભવિ૦ ॥ ૪ ॥ મહેર નજર ધરી પ્રેમશું રે, દેજો અવિચ લ વાસ ॥ ભવિ૦ ॥ નિત્યલાભ પંડિત વીનવે રે, સફલ કરો અરદાસ ॥ ભવિ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

॥ અથશ્રી અભિનંદનજિનસ્તવન પ્રારંભઃ ॥

॥ અંબા બિરાજે છે ॥ એ દેશી ॥

॥ અભિનંદન જિનરાજીયા ॥ ગુણ રાજે છે ॥ મહારા પ્રભુની ત્રિજગમાંહે ॥ ઠકુરાઇ છાજે છે ॥ દેવ ઘણા મલિ એકઠા ॥ ગુણ૦ ॥ જિનને સેવે અધિક ઉચ્છાહે ॥ ઠકુ૦ ॥ ૧ ॥ સમવસરણ દેવે રચ્યું ॥ ગુણ૦ ॥ તિહાં બેઠા શ્રીભગવાન ॥ ઠકુ૦ ॥ બેઠી બારહ પરષદા ॥ ગુણ૦ ॥ દીએ દેશના યોજન માન ॥ ઠકુ૦ ॥ ૨ ॥ ક્રોધ માન માયા તજો ॥ ગુણ૦ ॥ તમે વરજો વિકથા ચાર ॥ ઠકુ૦ ॥ નિંદા મ કરજો પારકી ॥ ગુણ૦ ॥ વલી પરિહરજો પર નાર ॥ ઠકુ૦ ॥ ૩ ॥ શીલ ભલી પરેં પાલજો ॥ ગુણ૦ ॥ વલી દેજો અઢલક દાન ॥ ઠકુ૦ ॥ મુક્તિ તણાં સુખ પામશો ॥ ગુણ૦ ॥ તમે લેશો દેવ વિમાન ॥ ઠકુ૦ ॥ ૪ ॥ જીવદયા દિલમાં ધરો ॥ ગુણ૦

॥ જેથી લહિયેં સુંદર રૂપ ॥ ઠકુ૦ ॥ ભક્તિ કરો ભગવંતની ॥ ગુણુ૦ ॥ જેમ તરિયેં ભવજલકૂપ ॥ ઠકુ૦ ॥ ૫ ॥ માનવભવ સફલો થયો ॥ ગુણુ૦ ॥ મેં કીધો પ્રભુશું પ્રેમ ॥ ઠકુ૦ ॥ નિત્યલાભ પંડિત વીનવે ॥ ગુણુ૦ ॥ હું તો પામ્યો શિવ સુખ એમ ॥ ઠકુ૦ ॥ ૬ ॥ ઈતિ ॥

॥ અથશ્રી શ્રેયાંસજિનસ્તવનં ॥

॥ તું કયાં ગઇતિ આજ, રમવા રજની જી રે ॥ એ દેશી ॥

॥ શ્રેયાંસ જિનેસર દેવ॥ નયણે નિરખ્યા રે ॥ મુઝ પાતક નાઠાં હેવ ॥ મનમાં હર્ખ્યા રે ॥ મેં કીધો પ્રભુનો સંગ ॥ રૂપ નિહાલી રે ॥ હું તો રાખું જિનશું રંગ ॥ સમકેત અજૂઆલી રે ॥ ૧ ॥ પ્રભુજી છે આતમરામ ॥ ભવદુઃખ ટાલી રે ॥ મુઝ પૂરે વંછિત કામ ॥ શિવસુખ આલી રે ॥ જેહને સેવે ચોસઠ્ઠ ઇંદ ॥ બે કર જોડી રે ॥ મન પામે પરમાનંદ ॥ કર્મને ત્રોડી રે ॥ ૨ ॥ મને મહેર કરી મહારાજ ॥ ભય સહુ નાઠાં રે ॥ મુઝ દૂર ગયાં દુઃખ આજ ॥ કર્મજ નાઠાં રે ॥ નહીં કોઇ દુનિયાંમાંહે ॥ દેવજ એવો રે ॥ નિત્યલાભ કહે ઉચ્છાહેં ॥ ભવિયણ

સેવા રે ॥ ૩ ॥ ઇતિ ॥

॥ અથશ્રી વાસુપૂજ્યજિનસ્તવનં ॥

॥ નહીં જાઉં રે યમુનાનીર, ઇણિ ઇણિ વાટડાયેં ॥

॥ એ દેશી છે ॥

॥ શ્રીવાસુપૂજ્યજિનરાજ, મનના મોહનીયા ॥ પ્રભુ અમને ખૂબ નિવાજ, જગના જીવનીયા ॥ પ્રભુ ચંપાનયરીના રાય, મુઝ મનમાં વસીયા ॥ તોરા સેવે સુરનર પાય, મુખ જોઇ હસીયા ॥ ૧ ॥ મીઠી મૂર્ત્તિ અતિસુખકાર, નામેં રંગરલિયા ॥ પ્રભુ જીવન પ્રાણ આધાર, મનોરથ સવિ ફલિયા ॥ પ્રભુ જયા દેવીના નંદ, પૂરણ ગુણભરિયા ॥ જે સેવે પદઅરવિંદ, તે ભવજલ તરિયા ॥ ૨ ॥ તમે કુંવરપણે મહારાજ, સંયમ શ્રીવરિયા ॥ તમે તારણ તરણ ઝિહાજ, અવિચલ પદ ધરિયા ॥ તુમ રૂપ દેખી શિરતાજ, પાતક સહુ ખરિયાં ॥ તમે પાવન કીધાં આજ, મ્હારા સવિ પરિયા ॥ ૩ ॥ તમે ભક્ત વત્સલ ભગવાન, કરૂણા રસ ભરિયા ॥ મુઝ દેજો અવિચલ થાન, સેવક સુખ કરિયાં ॥ મુઝ આજ ભલેં સુવિહાણ, નયણાં મુઝ ઠરિઆં ॥ નિત્યલાભ કહે પરિણામ, પ્રભુથી જય વરિયા ॥ ૪ ॥

અથ

॥ શ્રી સ્વરૂપ ચંદ્રજી કૃત ચોવીશીમાંથી ॥

તત્ર પ્રથમ

## ॥ શ્રી ઋષભજિનસ્તવનં ॥

॥ બેટલે ભાર ઘણોછે રાજ, વાતાં કેમ કરો છો ॥

॥ એ દેશી ॥

॥ ઋષભ જિનેસર દરિશણદીજેં, મુજપર કરૂણા કીજેં ॥ સેવકનેં મન વંછિત હેજેં, અજર અમર પદ દીજેં ॥ વંછિત પૂરો રે સાહેબજી સેવકનો ॥ ૧ ॥ એ આંકણી ॥ તુજ મુખ દરિસણ મુજ મન હુરખ્યો, મુજનેં પ્રભુજી મલિયો ॥ શિવસુખ વંછા પૂરણ માનું, અંગણ સુરતરૂ ફલિયો ॥ વંછિ૦ ॥ ૨ ॥ આદિ પુરૂષ શ્રીઆદિજિનેસર, યુગલા ધર્મનિવારી ॥ ત્રિભુવન માંહે જિનજી સરિખો, નહીકોઇ ઊપગારી ॥ વંછિ૦ ॥ ૩ ॥ વિનિતા નગરી શોભે રૂડી, કુલગર નાભિ બિરાજે ॥ રાણી મરૂદેવી કૂખેંથી, જનમ પ્રભુજીનો છાજે ॥ વંછિ૦ ॥ ૪ ॥ યોવનવય સમરથ ગુણ સંપદ, પ્રથમ રાય કહાયા ॥ દાન સંવત્સરી દેઇ જનને, સંયમ લીએ સુખ દાયા ॥ વંછિ૦ ॥ ૫ ॥ લાખ ચોરાસી પૂરવ આયુ, પાલી સધાવ્યા મુગતે,

કેવલકમલા લીલવિલાસી, સ્વરૂપચંદ્ર સુખ યુગતેં ॥ વંછિ૦ ॥ ૬ ॥ ઇતિ ॥ ૧ ॥

॥ અથશ્રી અજિતજિન સ્તવનં ॥

॥ શ્રીપંચાસરો પાસજી રે લાલ ॥ એ દેશી ॥

॥ શુભભાવેં કરી સેવીયેં રે લાલ, બીજા અજિત જિણંદ ॥ ભવિપૂજો રે ॥ મંગલમાલા જેહથી રે લાલ, હોવે અતિહિ આણંદ ॥ ભવિ પૂજો રે ॥ વંદના માહરી જાણજો રે લાલ ॥ ૧ ॥ એ આંકણી ॥ અયોધ્યા નયરી ભલી રે લાલ, જિતશત્રુ નૃપ તાત ॥ ભ૦ ॥ અજિતજિનેસર જનમીયા રે લાલ, વિજયા રાણી માત ॥ ભ૦ ॥ વંદના૦ ॥ ૨ ॥ ઇક્ષ્વાગ વંશે ઓપતા રે લાલ, દેવ સકલ શિરદાર ॥ ભ૦ ॥ પૂરવદિશિ જેમ ઊગીયો રે લાલ, દિનકર તેજ અપાર ॥ ભ૦ ॥ વંદ૦ ॥ ૩ ॥ દેવ દૂજો નહી એહવો રે લાલ, સમોવડ ઇણે સંસાર ॥ ભ૦ ॥ તસપદ ભક્તિ ભલીપરેં રે લાલ, ભાવ સહિત ચિત્ત ધાર ॥ ભ૦ ॥ વંદ૦ ॥ ૪ ॥ લટભવથી ભમરી હુવે રે લાલ, ભમરી ભય સંભાર ॥ ભ૦ ॥ મનસમરણ મહારાજનું રે લાલ, કરતાં લહે ભવપાર ॥ ભ૦ ॥ વંદ૦ ॥ ૫ ॥ જિનજીયેં જેમ જીંતીયા રે લાલ, રાગ રોષ

રિપુ સેન ॥ ભ૦ ॥ જીંતીયેં તાસ સહાયથી રે લાલ, લહીયેં શિવસુખ ચેન ॥ ભ૦ ॥ વં૦ ॥ ૬ ॥ એમ જાણી જિનરાજની રે લાલ, દ્રવ્ય ભાવ ભરપૂર ॥ ભ૦ ॥ પૂજા પરમાતમ તણી રે લાલ, આપે સુખ સ સ નૂર ॥ ભ૦ ॥ વં૦ ॥ ૭ ॥ નિજપદ દાયક જિન તણી રે લાલ, ધારો અખંડિત આણ ॥ ભ૦ ॥ સ્વ રૂપચંદ્ર ભાવેં કરી રે લાલ, એમ પયંપે વાણ ॥ ભ૦ ॥ વં૦ ॥ ૮ ॥ ઇતિ ॥ ૨ ॥

॥ અથશ્રી સંભવજિન સ્તવનં ॥

॥ રાજાજો મલે ॥ એ દેશી ॥

॥ સંભવ સુખકર ત્રીજા દેવ, જેહની સુરનર સારે સેવ ॥ જિનવંદીયેં ॥ અંતરગત દર્શી જિન રાય જાણે જીવતણા અભિપ્રાય ॥ જિ૦ ॥ ૧ ॥ શિવગતિ સમરણ કીજેં નિત્ય, સેના સુત ધ્યાવો નિજચિત્ત ॥ જિ૦ ॥ અતિશય અર્જિત વ ર્જિત પાપ, સમતા ગુણ ટાલે ભવ તાપ ॥ જિ૦ ॥ ૨ ॥ ભવજલ તારણ ભુવન પ્રદીપ, નેહશું રહી યેં નિત્ય સમીપ ॥ જિ૦ ॥ ક્ષમા વિનય ઋજુતા સં તોષ, ધારીને કીજેં ગુણ પોષ ॥ જિ૦ ॥ ૩ ॥ ત પ સંયમ સત્ય શૌચ વિશેષ, અકિંચન બ્રહ્મચર્ય અશે

૫ ॥ જિ૦ ॥ પાલી દશવિધ ધર્મનો સાથ, ટાલી કર્મ તરચો ભવપાથ ॥ જિ૦ ॥ ૪ ॥ પુત્રજિતારી પુત્ર ભવાંત, પામ્યા શિવરમણી સુખ કાંત ॥ જિ૦ ॥ પુણ્યપુરાકૃત નરભવ લદ્ધ, સ્વામી ભજન કરી કરો શુદ્ધ ॥ જિ૦ ॥ ૫ ॥ ધર્મ અર્થ કામ એ ત્રણ વર્ગ, સાધનથી લહીયેં અપવર્ગ ॥ જિ૦ ॥ સૌભાગ્ય ચંદ્ર મુનીંદ્રસુ સીશ, સ્વરૂપચંદ્ર નમે જગદીશ ॥ જિ૦ ॥ ૬ ॥ ઇતિ ॥ ૩ ॥

॥ અથશ્રી અભિનંદનજિન સ્તવનં ॥

॥ સિદ્ધચક્રપદ વંદો ॥ એ દેશી ॥

॥ હિમવંત ગિરિ શિર પદ્મ દ્રહથી, સુરતટિની પ્રગટી છે ॥ પૂરવ દિશિ એક પાવન કરતી, પૂરણ જલ ઊમટીછે રે ॥ ભવિકા જિનમુખ વાણી સુણજો, તમે ત્રિપદીનો વિસ્તર ગણજો રે ॥ ભ૦ ॥ જિ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ સુરનદીયેં દિશિ ત્રણ ઉવેખી, અભિનંદનજિન દેખી ॥ ત્રિગડે મધ્ય સિંહાસન પેખી, ચિહુંદિશિ સરખી લેખી રે ॥ ભ૦ ॥ જિ૦ ॥ ૨ ॥ કંચન તનુ હિમગિરિ મન આણો, મુખ પદ્મદ્રહ જાણો ॥ ચિહું મુખેં તેહ દ્રહ તટથી વાણી, ગંગા પ્રવાહ વખાણો રે ॥ ભ૦ ॥ જિ૦ ॥ ૩ ॥ પૂર્વાદિં

દિશિ કીધ પવિત્રા, કરવા વચન વિલાસ ॥ નય ગં મ ભંગ પ્રમાણ સકારણ, હેતુ આહરણ ઊલ્લાસ રે ॥ ભ૦ ॥ જિ૦ ॥ ૪ ॥ ચઊગતિ વારણ શિવસુખ કારણ, જાણી સુર નર તિરિયા ॥ ભાવ કલ્લોલમાં સ્નાન રમણતા, કરતા ભવજલ તરિયા રે ॥ ભ૦ ॥ જિ૦ ॥ ૫ ॥ તે જિનવાણી અમીય સમાણી, પરમાનંદ નીસાણી ॥ સોભાગ્યચંદ્ર વચનથી જાણી, સ્વરૂપ ચંદ્રે મન આણી રે ॥ ભ૦ ॥ જિ૦ ॥ ૬ ॥ઇતિ॥૪॥

॥ અથશ્રી સુમતિજિન સ્તવનં ॥

॥ મોહના મોતીયો હમારો ॥ એ દેશી ॥

॥ અતુલી બલ અરિહંત નમીજેં, મન તનુ વચન વિકાર વમીજેં ॥ શ્રીજિનકેરી આણ વહીજેં, તો મનવંછિત સહેજેં લીજેં ॥ સેવીયેં ભવિ સુમતિ જિણંદા, ટાલીયેં ભવફંદા ॥૧॥ એ આંકણી ॥ અશુભાશ્રવનો સંગ ન કીજેં, સમકિત શુધ્ધ સુધારસ પીજેં ॥ અભય સુપાત્ર દાન દોય દીજેં, નિજગુરૂની ભલી ભકિત વદીજેં ॥ સે૦ ॥ ટા૦ ॥ ૨ ॥ સુમતિજિનેસર સુમતિ જો આપે, જિન દરિશનથી દુર્ગતી કાપે ॥ નામ જપો અહોત્તર શત જાપેં, મોહ તિમિર હરો તપ રવિ તાપે ॥ સે૦ ॥ ટા૦ ॥૩॥ ત્રિકરણ શુધ્ધ નવવિધ

નિર્દૂષણ, પહેરો શીલ સલીલવિભૂષણ ॥ સંશયથી નિત્ય રહીયેં લૂખા, જબ લગેં નભ અવગાહે પૂખા ॥ સે૦ ॥ ટા૦ ॥ ૪ ॥ ધર્મનો કામ તે ભાવશું કીજેં, ગુરૂ મુખ વચન વિનય કરી લીજેં ॥ ભવ સમુદ્ર તરવો વાંછીજેં, જડ ચેતન બેહુ ભિન્ન લખીજેં ॥ સે૦ ॥ ટા૦ ॥ ૫ ॥ પંચમગતિ ગામી પ્રભુ ગાયા, સવિ કારજ સીધાં દિલ ભાયા ॥ સોભાગ્યચંદ્ર ગુરૂ સુપસાયા, સ્વરૂપચંદ્રેં જિનના ગુણ ગાયા ॥ સે૦ ॥ ટા૦ ॥ ૬ ॥

॥ અથશ્રી પદ્મ પ્રભજિન સ્તવનં ॥

॥ શ્રીશીતલજિન ભેટીયેં ॥ એ દેશી ॥

॥ શ્રી પદ્મપ્રભજિન રાજજી, તનુ રક્ત કમલ સમવાનહો ॥ જ્ઞાન અનંત સુજાણતા, દૃગ કરૂણા ગેહ સમાન હો ॥ શ્રી પદ્મ૦ ॥ ૧ ॥ કેવલ દર્શન દેખીને. કહે લોક અલોકની વાત હો ॥ સમયાંતર ઊપયોગથી, સાકાર અનાકાર જાત હો ॥ શ્રી પદ્મ૦ ॥ ૨ ॥ ભાવિ ભૂત ભવિષ્યની, ભવિ આગલ કહે જગનાથ હો ॥ ચઊમુખેં વાણી પ્રરૂપતા, તારણ કારણ ભવ પાથ હો ॥ શ્રી પદ્મ૦ ॥ ૩ ॥ પુષ્કર મેઘ થકી ભલી, બોધિ અંકૂરરોપણ હાર હો ॥ શ્રદ્ધા ભાષણ રમણતા, મૂલકંદ ખંદ નિરધાર હો ॥ શ્રી પદ્મ૦ ॥ ૪ ॥ સમ સવેંગ

નિરવેદતા, અનુકંપા અને આસ્તિકય હો ॥ શાખા ચા
ર અને ભલો, ઉર્ધ્વં શાખા તે બિહિમ આધિકય હો ॥
શ્રી પદ્મ૦ ॥ ૫ ॥ પત્ર સંપત્તિ સુખ રૂપીયા, સુર સુ
ખછે તેહમાં ફૂલહો ॥ ફલ શિવસુખ પામે ભવિ, જિ
હાં અક્ષય સ્થિતિ અનુકૂલ હો ॥ શ્રી પદ્મ૦ ॥૬॥ ભાવ
મેઘ બહુ ગુણ જાણીયેં, જિનવાણી સકલ મલ શોધ
હો ॥ વાણી ભવનિસ્તારિણી, તે સુણી પામ્યો પ્રતિ
બોધ હો ॥ શ્રી પદ્મ૦ ॥ ૭ ॥ તે ઉપકારી ત્રિલોકનેં,
આપે અવિચલ સુખવાસ હો ॥ સૌભાગ્યચંદ્ર પસાય
થી, કહે સ્વરૂપચંદ્ર ગુણ ભાસ હો ॥શ્રી પદ્મ૦ ॥૮॥

॥ અથ શ્રી સુપાર્શ્વજિનસ્તવનં ॥

॥ દક્ષિણ દોહિલો હો રાજ ॥ એ દેશી ॥

॥ શ્રીજિન સાતમો રાજ, સ્વામી સુપાસજી રાજ,
તેહનું દરિસણહો લહીયેં પૂરણ પુણ્યથી ॥ પ્રભુ શુભ
ધ્યાની હો રાજ, સમકિત દાની હો રાજ, શોભા અ
ધિકી હો કહીયેં સુરનર અન્યથી ॥૧॥ જગતશિરોમ
ણી રાજ, વાસ જિણંદનો રાજ, નમીયેં તેહનેં રે શુદ્ધ
ભાવિત ભકિતથી ॥ જિન પ્રતિમાને હો રાજ, રૂપવિ
ધાને હો, રાજ પૂજો પ્રણમો હો ધ્યાવો શુભખર યુકિત
થી ॥૨॥ વંછિતકાજેંહો રાજ, સ્વામી નિવાજે હો રા

જ, તે જિન આપેહો રૂડી શિવપુર સંપદા ॥ જસ મુખ દીઠે હો રાજ, પાતક નીઠે હો રાજ, નામેં નાવે હો દારિદ્ર દોહગતા કદા ॥ ૩ ॥ બાહ્ય અભ્યંતર હો રાજ, શુભ ગુણ શોભતા હો રાજ, સહસ્સ અઠ્ઠોત્તર હો આપે અનંત ગુણાકરા ॥ દોષ ન દીસે હો રાજ, અઢાર અનેરા હો રાજ, નિજગુણ નિર્મલ હો ભાસે જેમ નિશાકરા ॥ ૪ ॥ નયરી વણારસી હો રાજ, રયણે ઉલ્લસી હો રાજ, તિહાં પ્રભુ જન્મ્યા હો સ્વામી નર સુર ઇંદના ॥ સૌભાગ્યચંદ્રનો રાજ, સેવક બોલે હો રાજ, સ્વામી સાચી હો માનો સ્વરૂપની વંદના ॥ ૫ ॥ ઇતિ ॥ ॥ ૭ ॥

॥ અથ શ્રી સુવિધિજિન સ્તવનં ॥

॥ હવે ન જાઊં મહી વેચવા રે લો ॥ એ દેશી ॥

સાહેબ સુવિધિ જિણંદનેં રે લો, પૂજો ધરી મન ખંત ॥ શુભભાવથી રે, ચાલો જઇયેં જિનવંદવા રે લો ॥ ઉજમ આણી અંગમાં રે લો, આલસ મૂકો દિગંત ॥ સુ૦ ॥ ૧ ॥ ચા૦ ॥ ચરણ પાવન થાયે ચાલતાં રે લો, દરિસણે નયન પવિત્ર ॥ સુ૦ ॥ પંચાભિગમન સંભારીનેં રે લો, નિસહિ ત્રિકરણ વિચિત્ર ॥ સુ૦ ॥ ૨ ॥ ચા૦ ॥ શિર નામી કરજોડીને રે લો.

વંદન કરો એકચિત્ત ॥ સુ૦ ॥ દ્રવ્ય ભાવ તવ સાચવી રે લો, શુદ્ધ કરો સમકિત ॥ સુ૦ ॥ ૩ ॥ ચા૦ ॥ જિનપ્રતિમા જિન સારખી રે લો, એહમાં નહી સંદેહ ॥ સુ૦ ॥ તેહની ભક્તિ કરયા થકી રે લો, લહિયેં સુખ અછેહ ॥ સુ૦ ॥ ૪ ॥ ચા૦ ॥ શોભનવિધિ સુવિધિ પ્રભુ રે લો, મકર લંછન મહારાય ॥ સુ૦ ॥ દીજેં સૌભાગ્ય પદ સેવતાં રે લો, આત્મ સ્વરૂપ પસાય ॥ સુ૦ ॥ ૫ ॥ ચા૦ ॥ ઇતિ ॥ ૮ ॥

॥ અથ શ્રી શ્રેયાંસ જિન સ્તવનં ॥

હો હલધરજી હવે કેમ કરવું નેમપરાક્રમ મહોટું ॥

॥ એ દેશી ॥

॥ હો જિનવરજી નિજદરિસણ દેખાડી પ્રીત સુધારીયેં, તુમ દરિશણછે ભવભય હરણો, આઠ કર્મજલધી તારણ તરણો, સંસારીને શિવસુખ કરણો ॥ હો જિન૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ મુનિશ્રાવક ધર્મ દુવિધ ભાખ્યો, તે ભવ્યજનને આગલ દાખ્યો, તેણે તુજ વચનેં અમૃત ચાખ્યો ॥ હો જિનવરજી નિજવાણી સંભલાવી સમકિત આપીયેં ॥ ૨ ॥ જે હુંતા પાપ તણા કારી, તે તેં તારયા બહુ નર નારી ॥ તુજસમ નહી કોઇ ઊપગારી, હો જિનવર

જી, નિજ કર અવલંબાવી તારક તારીયેં ॥ ૩ ॥ તું અધ્યાતમ સૂરજ ઉદયો, તવ મોહાદિક તમ દૂર ગયો, ભવિ મનમાં જ્ઞાન પ્રકાશ થયો, હો જિનવરજી, મન ઉદયાચલ બેસી મિથ્યાત નિવારીયેં ॥ ૪ ॥ તુજ વદન કમલ દરિસન પ્યારો, તિહાં મન મધુકર મોહચો માહારો, ક્ષણ એક તિહાંથી ન રહે ન્યારો, હો જિનવરજી, અવલોકન નિત્ય તેહનો મુજનેં દીજીયેં ॥ ૫ ॥ ધરણેંદ્ર સહસ્સ મુખશું ભાખે, તાહારા ગુણ નિત્ય નવલા દાખે, તોહે પાર ન લહે ગુણનો લાખે ॥ હો જિનવરજી, અનંત ગુણાત્મક તું શોહે ગુણ તાહરા ॥ ૬ ॥ સૌભાગ્યચંદ્ર ગુરૂનો શિષ્ય, કહે સ્વરૂપચંદ્ર અહો જગદીશ, શ્રેયાંસપણુ દીઓ સુજગીશ ॥ હો જિનવરજી નામ શ્રેયાંસ તુમારૂં સમરૂં ધ્યાનમાં ॥ ૭ ॥

॥ અથ શ્રીવિમલજિન સ્તવનં ॥

॥ ઝુંબખડાની દેશી ॥

॥ વિમલ વિમલગુણે રાજતા, બાહ્ય અભ્યંતર ભેદ ॥ જિણંદ જુહારીયેં ॥ સૂચી પુલા દૃષ્ટાંતથી, મનવચ કાય નિવેદ ॥ જિ० ॥ ૧ ॥ સ્પષ્ટ બદ્ધ નિધત્તતે, નિકાચિત અવિશેષ ॥ જિ० ॥ આત્મપ્રદેશ માંહે મલ્યા, મલ તે કર્મ પ્રદેશ ॥ જિ० ॥૨॥ અસંખ્ય પ્રદેશ

ચિન્મયી, ચેતન ગુણ સંભાર ॥ જિ૦॥ પ્રદેશેં પ્ર દેશેં રમી રહી, વર્ગણા કર્મ અપાર ॥ જિ૦ ॥ ૩ ॥ પંચ રસાયન ભાવના, ભાવિત આતમ તત્ત્વ ॥જિ૦॥ ઉપલતા છાંડી કનકતા, પામે ઊત્તમ સત્વ ॥ જિ૦ ॥ ૪ ॥ પ્રથમ ભાવના શ્રુત તણી, બીજી તપ તીય સત્વ ॥ જિ૦ ॥ તુરીય એકત્વ ભાવના, પંચમ ભાવ સુત ત્વ ॥ જિ૦ ॥૫॥ એમ કરી સર્વ પ્રદેશનેં, વિમલ ક રયા જિનરાય ॥ નામ યથાર્થ વિચારીનેં, નમે સ્વરૂ પ નિત્ય પાય ॥ જિ૦ ॥ ૬ ॥ ઇતિ ॥ ૧૦ ॥

॥ અથશ્રી પ્રભાતીયાં પ્રારંભઃ ॥

॥ રે જીવ જિન ધર્મ કીજીયેં, ધર્મના ચાર પ્રકાર ॥ દાન શીયલ તપ ભાવના, જગમાં એટલું સાર ॥ રે જી૦ ॥ ૧ ॥ વરસ દિવસને પારણે, આદીશ્વર સુખ કાર ॥ શેલડીરસ વોહાવેયો, શ્રીશ્રેયાંસ કુમાર ॥ રે જી૦ ॥ ૨ ॥ ચંપાપોલ ઉઘાડવા, ચારણીયેં કાઢયાં નીર ॥ સતીય સુભદ્રા જશથયો, શીયલે સુ ર નર ધીર ॥ રે જી૦ ॥ ૩ ॥ તપ કરી કાયા શોષ વી, સરસ નીરસ આહાર ॥વીરજિણંદ વખાણિયો, ધન ધન્નો અણગાર॥ રે જી૦ ॥ ॥૪॥ અનિત્ય ભાવ ના ભાવતા, ધરતાં નિર્મલ ધ્યાન ॥ ભરત આરીસા

ભુવનમાં, પામ્યા કેવલ જ્ઞાન ॥ રે જી૦ ॥ ૫ ॥ જૈન ધર્મ સુરતરૂ સમો, જેહની શીતલ છાયા ॥ સમય સુંદર કહે સેવતાં, વંછિત ફલ પાયા ॥ રે જી૦ ॥ ૬ ॥

॥ અથશ્રી પ્રભાતિ સ્તવનં ॥

॥ રાગ વેલાવલ ॥ જબ તુમ નાથ નિરંજના, તબ મે ભક્ત તુમારો ॥ કલ્પ વૃક્ષ જબ તુમ ભએ, યુગલા ધર્મ હમારો ॥જબતુ૦ ॥૧॥ જબ તુમ સાયર સાહિબા, તબ હું સરિતા સમાના ॥ તું દાતા હું યાચકા, બોલે બિરૂદી વાના ॥ જબતુ૦ ॥ ૨ ॥ તું તીરથ મહિમા વડો, તબ હું યાત્રેં હો આયો ॥ તું હીરો મેરે કરચડ્યો, તો હું ઝવેરી કહાયો ॥ જબતુ૦ ॥ ૩ ॥ જબ તું તખત ત્રિભુવન તણો, હું ટંકશાલી રૂપૈયા ॥ દીયા છાપ રૂપચંદશિરેં, ગયા શિક્કા લહિયા ॥ જબ૦ ॥૪॥

॥ અથશ્રી·પ્રભાતિ સ્તવન ॥

॥ રાગ વેલાવલ ॥ હમલોક નિરંજન લાલકે, ઓરનકે નાંહી ॥ દેશ વસું મેરે નાથકે, ભક્તિ નગરી માંહી ॥ હમ૦ ॥ ૧ ॥ બનજ કરૂં પ્રભુ નામકો, જિતનો મુખ આવે ॥ સબહી નામ શોદા કરૂં, પાછો ફેર ન આવે ॥ હમ૦ ॥ ૨ ॥ નિશિદિન નામ સોદા કરે, સાચો સો વ્યાપારી ॥ હૃદય કમલ મંજૂસમેં,

રાખે ગુણ ધારી ॥ હમ૦ ॥ ૩ ॥ રૂપચંદ કહે રામ
કૂં, બનજ દૂજો ન ભાવે ॥ નાથ નિરંજન નામકે, હે
રષે ગુણ ગાવે ॥ હમ૦ ॥ ૪ ॥ ઇતિ ॥ ૩ ॥

॥ અથશ્રી સ્તવન રાગપ્રભાતી ॥

॥ આજકો લાહો લીજીયેં, કાલ કેણેરે દીઠી ॥
રેહેણુ ન પાવે પાવડી, જબ આવે ચીઠી ॥ આ૦ ॥
૧॥ મનસા વાચા કાયનાં, આલસ સબ છંડી॥ ધ્યાન
ધરૂં અરિહંતનું, થાનક શિર મંડી ॥ આ૦ ॥ ૨ ॥
વિનય મૂલ જે પાલીયેં, શ્રીજિનવર ધર્મ ॥ ભાવેં શુદ્ધ
આરાધતાં, છૂટે નિજ કૃત કર્મ ॥ આ૦ ॥ ૩ ॥ દાન
શીયલ તપ ભાવના, એ ચાર પ્રકાર ॥દયા શુદ્ધ આરા
ધીયેં, પામીયેં ભવ પાર ॥ આ૦ ॥ ૪ ॥ ધર્મનો મ
ર્મ એ જાણજો, રાગ દ્વેષને વારો ॥ કેવલજ્ઞાન નીપા
ઇને, દેવચંદ્ર પદ સારો ॥ આ૦ ॥ ૫ ॥ ઇતિ ॥ ૪ ॥

॥ અથશ્રી પ્રભાતિ રાગમાં સ્તવન ॥

॥ મેં પરદેસી દૂરકા, પ્રભુ દરિસણ કૂં આયા ॥
લાખ ચોરાશી દેશ ફરયા, તેરા દરિસન પાયા ॥મેં૦
॥૧॥ સૂક્ષ્મ બાદર નિગોદમાં, વનસપતિ બસાયા ॥
અપ તેઉ વાઉ કાયમાં, કાલ અનંત ગમાયા ॥
મેં૦ ॥ ૨ ॥ સ્વર્ગ નરક તિર્યંચમેં, કેતા જન્મ ગમા

યા ॥ મનુષ્ય અનાર્યમેં ભમ્યા, તિહાં નહી દરિસન
પાયા ॥ મેં૦ ॥ ૩ ॥ તેરો દરિસણ મેરે અબભયો, પૂ
ર્ણ પુણ્ય પસાયા ॥ રૂપચંદ કહે ાગ્યખુલે, નિરંજ
ન ગુણ ગાયા ॥ મેં૦ ॥ ૪ ॥ ઇતિ ॥ ૫ ॥

॥ અથ શ્રી સ્તવન રાગ પ્રભાતીમાં ॥

॥ જાગેસો જિન ભકત કહાવે, સોવે સો સંસારી
હે ॥ ત્રસ જીવકી હત્યા નકરે, થાવર કરૂણા કારી
હે ॥ જા૦ ॥ ૧ ॥ થાપણ મોસો અદત્ત ન લેવે, ચો
રી મારી વારીહે ॥ પંચનો સાખે પાણી ગ્રહણ કર
તા, અવર સ્ત્રીયા બ્રહ્મ ચારીહે ॥ જા૦ ॥ ૨ ॥ સ્નાનપ્ર
મિત જલ જિનકી સેવા, પરિગ્રહ સંખ્યા ધા
રી હે ॥ રૂપચંદ સમકિતકે લચ્છન, તાકૂંવંદના હ
મારી હે ॥ જા૦ ॥ ૩ ॥ ઇતિ ॥ ૬ ॥

॥ અથ શ્રીશત્રુંજય સ્તવનં ॥

॥ શ્રીરે સિદ્ધાચલ ભેટવા, મુઝમન અધિક ઉમા
હો ॥ ઋષભ જિણંદ જુહારીનેં, લીજેં ભવતણો લાહો
॥ શ્રી૦ ॥ ૧ ॥ મણિમય મૂરતિ ઋષભની, નીપાઇ
અભિરામ ॥ ભુવન કરાવ્યો કનકમય, રાખ્યો ભરતેં
નામ ॥ શ્રી૦ ॥ ૨ ॥ ઇણેંગિરિ ઋષભ સમોસર્યાં પૂ
રવ નવાણું વાર ॥ રામ પાંડવ મુક્તેં ગયા, પામ્યા

ભવનો પાર ॥ શ્રી૦ ॥ ૩ ॥ નેમવિના ત્રેવીશ જિના, આવ્યા સિદ્ધ ક્ષેત્ર જાણી ॥ શત્રુંજા સમો તીરથ નહી, બોલ્યા સીમંધરવાણી ॥ શ્રી૦ ॥ ૪ ॥ પૂરવ પુણ્ય પસાયથી, વિમલાચલ પાયો ॥ કાંતિ વિજય હર્ષે કરી, વિમલાચલ ગાયો ॥ શ્રી૦ ॥ ૫ ॥ ઇતિ ॥

॥ શ્રી સિદ્ધાચલ સ્તવનં ॥ રાગ વેલાવલ ॥

॥ તે દિન કયારેં આવશે, શ્રીસિદ્ધાચલ જાશું, ઋષભ જિણંદ જુહારીનેં, સૂરજ કુંડમાં નાશું. ॥ તે૦ ॥ ૧ ॥ સમવસરણમાં બેસીનેં, જિનવરની વાણી ॥ સાંભલશું સાચે મનેં, પરમારથ જાણી ॥ તે૦ ॥ ૨ ॥ સમકિત વ્રત સૂધાં ધરી, સદ્ગુરૂને વંદી ॥ પાપ સય લ આલોઇનેં, નિજ આતમ નિંદી ॥ તે૦ ॥ ૩ ॥ પ ડિક્કમણાં દોયે ટંકના, કરશું મન કોડેં ॥ વિષય કષા ય વીસારીનેં, તપ કરશું હોડેં ॥ તે૦॥૪ ॥ વાલાનેં વૈરી વિચેં, નવિ કરવો વેહેરો ॥ પરના અવગુણ દેખી નેં, નવિ કરવો ચેહેરો ॥ તે૦ ॥ ૫ ॥ ધર્મ થા નક ધન વાવરી, છકાયનેં હેતેં ॥ પંચ મહાવ્રત લેઇ નેં, પાલશું મન પ્રીતેં ॥ તેં૦ ॥ ૬ ॥ કાયાની માયા મેલીને, પરિસહને સહેશું ॥ સુખ દુઃખ સઘલા વીસા રીને, સમ ભાવેં રહેશું ॥ તે૦ ॥ ૭ ॥ અરિહંત દેવને

ઓલખી, ગુણ તેહના ગાશું ॥ ઉદય રતન એમ વીન
વે, કયારે નિરમલ થાશું ॥ તે૦ ॥ ૮ ॥ ઇતિ ॥ ૮ ॥

॥ અથ શ્રી સિદ્ધાચલ સ્તવનં ॥

॥ મારૂં મન મોહ્યું રે શ્રીસિદ્ધાચલે રે, દેખીને
હરષિત થાય ॥ વિધિશું કીજે રે યાત્રા એહની રે, ભવ
ભવનાં દુઃખ જાય ॥ મા૦ ॥ ૧ ॥ પાંચમે આરે રે પા
વન કારણે રે, એ સમું તીરથ ન કોય ॥ મોહોટો મ
હિમા રે મહિયલ એહનો રે, આ ભરતે ઇહાં જોય ॥
॥ મા૦ ॥ ૨ ॥ એણે ગિરિ આવ્યા રે જિનવર ગણધ
રા રે, સિદ્ધા સાધુ અનંત ॥ કઠિણ કર્મ પણ એણે
ગિરિ ફરસતાં રે, હોએ કર્મની શાંત ॥ મા૦ ॥ ૩ ॥
જૈન ધર્મનો જાચો જાણીયે રે, માનવ તીર્થ એ થંભ ॥
સુર નર કિન્નર નૃપ વિદ્યાધરા રે, કરતા નાટારંભ
॥ મા૦ ॥ ૪ ॥ ધન્ય ધન્ય દાહાડો રે ધન્ય ધન્ય એ ઘડી
રે, ધરીયે હૃદય મઝાર ॥ જ્ઞાનવિમલ પ્રભુ એહના ગુ
ણ ઘણા રે, કહેતાં નાવે રે પાર ॥ મા૦ ॥ ૫ ॥ ઇતિ ॥ ૯ ॥

॥ અથ શત્રુંજય સ્તવન ॥ રાગ પ્રભાતી ॥

॥ ચાલોને પ્રીતમજી પ્યારા, શેત્રુંજે જઇએ ॥ શેત્રુંજે
જઇએ રે સ્વામી, શેત્રુંજે જઇયે ॥ ચાલો૦ ॥ એ આં
કણી ॥ શું સંસારે રહયા છો મુંઝી, દિન દિન તન છી

જો ॥ આથ આભની છાયા સરખી, પોતાની કીજેં ॥ ચા૦॥૧॥ જે કરવું તે પેહેલાં કીજેં, કાલે શીવાતું ॥ અણચિંતવી આવી પડશે, સબ ગ્નાની લાતું ॥ ચા૦ ॥ ૨ ॥ ચતુરાઇશું ચિતમાં ચેતી, હાથે તે સાથે ॥ મરણ તણાં નીશાણા મોટાં, ગાજે છે માથે ॥ ચા૦ ॥ ૩ ॥ માતા મરૂદેવાનંદન નિરખી, ભવસફલો કીજે ॥ દાન વિજય સાહેબની સેવા, એ સંબલ લીજે ॥ ચા૦॥૪॥

## ॥ અથશ્રી ચોવીસજિન સ્તવનં ॥

॥ પ્રહસમે ભાવ ધરી ઘણો, પ્રણમું મન રે આણંદા ॥ ધન્ય વેલા ધન્ય તે ઘડી, નિરખું પ્રભુ મુખ ચંદા ॥ પ્ર૦॥ ૧ ॥ ઋષભ અજિત સંભવ ભલા, અભિનંદન વંદું ॥ સુમતિ પદ્મપ્રભ જિનવરા, શ્રીસુપાર્શ્વ જિનંદા ॥ પ્ર૦ ॥ ૨ ॥ ચંદ્રપ્રભ સુવિધિ નમું, શીતલ શ્રેયાંસ ॥ વાસુપૂજ્ય વિમલ પ્રભુ, અનંત ધર્મ જિણંદા ॥ પ્ર૦ ॥ ૩ ॥ શાંતિ કુંથુ અર જિનવરા, એ ત્રણ ચક્રી કહાજેં ॥ મલ્લી મુનિસુવ્રત પ્રભુ, નમિ નેમ જિણંદા ॥ પ્ર૦ ॥ ૪ ॥ પાર્શ્વ વીર નિત્ય વંદિએ, એહવા જિન ચોવીશ ॥ જ્ઞાનવિમલ સૂરિ પ્રણમતાં, નિત હોયે જગીશ ॥ પ્ર૦ ॥ ૫ ॥ ઇતિ ॥ ૧૧ ॥

॥ અથ શ્રી સુવિધિજિન સ્તવનં, રાગ પ્રભાતી ॥

॥ મુજરા સાહેબ મુજરા સાહેબ, સાહેબ મુજરામેરા રે ॥ સાહેબ સુવિધિ જિનેસર પ્યારા, ચરણ પખાલું પ્રભુ તેરા રે ॥ મુ૦ ॥ ૧ ॥ કેશર ચંદન ચરચૂં અંગે, ફૂલ ચડાવું શેરા રે ॥ ઘંટ બજાવું અગર ઉખેવું, કરૂં પ્રદક્ષિણ ફેરા રે ॥ મુ૦॥ ૨ ॥ પંચશબ્દ વાજા વજડાવું, નૃત્ય કરૂં અધિકેરા રે॥ રૂપચંદ ગુન ગાવત હરખિત, દાસ નિરંજન તેરા રે. ॥ ૩ ॥ ઇતિ ॥ ૧૨ ॥

॥ રાગ કલ્યાણ ॥

॥ મોહેકૈસે તારોગે દીનદયાલ ॥ મોહે૦ ॥ તારે તો પિયા નિત તુમ તારો, બિન તરવેકું લીયો સંભાલ ॥ મોહે૦ ॥ ૧ ॥ કંચનકો કહા કંચન કરવો, મલિન કંચન પરજાલ ॥ મોહે૦ ॥ કામક્રોધ મદ લપટ રહ્યો નિત, મહા મોહજંજાલ ॥ મોહે૦ ॥ ૨ ॥ મોય પાપીકૂં પાવન કરવો, બહોત કઠીન કૃપાલ ॥ મોહે૦ ॥ મલ્લિનાથ પ્રભુ મોહની મૂરત, રૂપચંદ ગુન માલ ॥ કરત નિહાલ ॥ મોહે૦ ॥ ૩ ॥ ઇતિ ॥ ૧૩ ॥

॥ અથશ્રી પ્રભાતિસ્તવનં ॥

॥ તૂંહિ નાથ હમારો રે ॥ જિનપતિ, તૂંહિ નાથ હમારો ॥ યોગ ખેમંકર ભવિક સકલકે, સેવક હૈયામાં

હેધારોરે ॥ જિ૦ ॥ તૂં૦ ॥ ૧ ॥ એ ટેક ॥ જો ગુન પાએ નહી સો મિલાવત, પાએ ગુન કૂં સુધારો ॥ અનભિરામ કલિ મલ કરો દૂરે, અબ મોહે પાર ઉતારો રે ॥ જિ૦ ॥ તૂં૦ ॥ ૨ ॥ ત્રિભુવન નાથ સાર કરો મોરી, કરૂણા નજર નિહાલો ॥ પાસ ચિંતામણ ભાનુચંદ કી, એહી વિનતી અવધારો રે ॥ જિ૦ ॥ તૂંહિ૦ ॥ ૩ ॥

॥ અથશ્રી પાર્શ્વજિન પ્રભાતિ સ્તવનં ॥

॥ મેરે એ પ્રભુ ચાહિયેં, નિત ઊઠી દરિસણ પાઊં ॥ ચરણ કમલ સેવા કરૂં, ચરણે ચિત્ત લાઉં ॥ મેરેએ પ્ર૦ ॥ ૧ ॥ મન પંકજકે મેહેલમેં, પ્રભુ પાસ બેઠાઉં ॥ નિપટ નજિક મેં હુઇરહું, મેરો જીવ રમાઉં ॥ મે૦ ॥ ૨ ॥ અંતર જામી એકતું, અંતરીક ગુન ગાઉં ॥ આનંદ કહે પ્રભુ પાસજી, કછુ ઓરન ચાહું ॥ મેતો અવર ન ધ્યાઉં ॥ મે૦ ॥ ૩ ॥ ઇતિ ॥ ૧૫ ॥

॥ અથ શ્રીપાર્શ્વજિન પ્રભાતી સ્તવનં ॥

॥ ઉઠો ઉઠોરે મોરા આતમરામ, જિન મુખ જોવા જઇયેં રે ॥ઉથલો॥ પ્રભુજીનો દરિસણછે અતિ દોહેલો, તે કિમ સોહેલો જાણો રે ॥ વાર વાર માનવ ભવ જેહવો, મલવો મુસકીલ ટાણો રે ॥ ઉઠો૦ ॥૧॥ ચાર દિવસનો ચટકો મટકો, દેખીને મત રાચો રે

વિણસી જાતાં વાર ન લાગે, કાયા ઘડછે કાચો રે
॥ ઉઠો૦ ॥ ૨ ॥ હીરો હાથ અમૂલક પાયો, મૂઢ
પણે મત ગમજો રે ॥ સહેજ સલુણા પાસ જિણંદ
શું, રાજી થઇ ચિત્ત રમજો રે ॥ ઉઠો૦ ॥ ૩ ॥ અ
નંતગુણે કરી ભરિઆ જિનવર, પૂરવ પુણ્યે પાયોરે॥
તે દેખીને મ્હારા મનમાં, આનંદ અધિક સોહાયો રે
॥ ઉઠો૦ ॥ ૪ ॥ મન ગત મોરા આતમ રામ, કરજો
સુકૃત કમાઇ રે ॥ લાભ ઉદય જિણચંદ લઇને, વર્તે
સિદ્ધ સવાઇ રે ॥ વર્ત્તે આનંદ વધાઇ રે ॥ ઉઠો૦ ॥ ૫ ॥

॥ અથશ્રી વીરજિન સ્તવનં ॥

॥ મેંનહી જાણ્યો નાથજી, મોસું દૂર પઠાયા ॥ પી
છેસેં વર્દ્ધમાનજી, શિવમેહેલ સધાયા ॥ મેં૦ ॥ ૧
॥ વચન તુમારો માનકે, મેં દીક્ષા લીની ॥ લોક લા
જ સબ ત્યાગકે, ઘર ઘર ભીક્ષા કીની ॥ મેં૦ ॥ ૨
॥ દરસ તુમારો દેખતો, રહેતો રંગ રાતો ॥ વચન તુ
મારો શિર ધરી, ગુણ તોરા ગાતો ॥ મેં૦ ॥ ૩ ॥
જિહાંજિહાં સંશય ઉપજે, તોશું પૂછી લીજેં ॥ જ્ઞા
ન સુધારસકી કથા, કહો કોણશું કીજે ॥ મેં૦ ॥ ૪
॥ સહી સહી તું વીતરાગહે, નહી રાગકી રેખા ॥ શ
ત્રું મિત્ર તેરે સમ ભએ, સો મેંનજરેં દેખા ॥ મેં૦ ॥

૫ ॥ શુકલધ્યાન શ્રેણે ચઢયા, ગુરૂ ગૌતમ ગાયા ॥ અનિત્ય ભાવના ભાવતાં, કેવલ પદ પાયા ॥ મેં૦ ॥ ૬ ॥ પૂરન બ્રહ્મ પ્રગટ ભયા, નવિ જાયે છિપાયા ॥ રૂપચંદ ભક્તે કરી, ચરને શિર લાયા ॥ મેં૦ ॥ ૭॥

॥ અથશ્રીવર્દ્ધમાનજિનસ્તવનં ॥ રાગ વેલાઉલ ॥

॥ રે મન કયું જિન નામ વીસારચો ॥ રેમન૦ ॥ વિષય વિકાર મહામદ ધારચો, જનમ જુઆ જયું હારચો ॥ રેમન૦ ॥૧॥ જિને તોકું નરદેહી દીની, ગર્ભકી આંચ ઉધારચો ॥ તા પ્રભુજીકૂં તેં શઠ મૂરખ, એક ઘડી ન સંભારચો ॥ રેમન૦ ॥ ૨ ॥ નહીં કછુ દાન શીયલ તપપૂજા, નહી જિન નામ ઉચારચો ॥ જૈનધર્મ ચિંતામણિ સરિખો, કાચ જાણ કર ડારચો ॥ રેમન૦ ॥ ૩ ॥ કરલે સુકૃત દયા ઉદ્ધરલે, જો ભવ ચાહત સુધારચો ॥હરખચંદ વર્દ્ધમાન જિનેસર, અવસર માંહેં ન સંભારચો ॥ રેમન૦ ॥ ૪ ॥ઇતિ॥

॥ અથ શ્રી શોલ સતીનો છંદ ॥

॥ આદિ નાથ આદેં જિનવર વંદી, સફલ મનોરથ કીજીયેં એ ॥ પ્રભાતે ઉઠી માંગલિક કામેં, શોલ સતીનાં નામ લીજિયેં એ ॥ ૧ ॥ બાલકુમારી જગહિતકારી, બ્રાહ્મી ભરતની બેહેનડા એ ॥ ઘટ ઘટ વ્યાપ

ક અક્ષર રૂપે, શોલ સતીમાંહિ જે વડી એ ॥ ૨ ॥ બ્રા હ્મબલ ભગિની સતીય શિરોમણિ, સુંદરી નામે રિષ ભ સુતા એ ॥ અંક સ્વરૂપી ત્રિભુવન માંહે, જેહ અનુ પમ ગુણ જુતાએ ॥ ૩ ॥ ચંદનબાલા બાલપણાથી, શીયલ વતી શુદ્ધ શ્રાવિકા એ ॥ અડદના બાકુલા વીર પ્રતિલાભ્યા,, કેવલ લહી વ્રત ભાવિકા એ ॥૪॥ ઉગ્રસેન ધૂઆ ધારિણી નંદન, રાજિમતી નેમ વલ્લભા એ ॥ જોવન વેશેં કામનેં જીત્યો, સંજમ લેઇ દેવ દુલ્લભા એ ॥ ૫ ॥ પંચભરતારી પાંડવ નારી, દ્રુપદતનયા વખાણીએ એ ॥ એકશો આઠે ચીર પૂ રાણાં, શીયલ મહિમા તસ જાણીએ એ ॥ ૬ ॥ દશ રથ નૃપની નારી નિરૂપમ, કૌશલ્યા કુલચંદ્રિકા એ॥ શીયલ સલુણી રામ જનેતા, પુણ્ય તણી પ્રનાલિકા એ ॥ ૭ ॥ કોશંબિક ઠામેં સંતાનિક નામેં, રાજ્ય કરે રંગ રાજીઓ એ॥ તસ ઘર ઘરણી મૃગાવતી સતી, સુ રભુવનેં જશ ગાજીયો એ ॥ ૮ ॥ સુલસા સાચી શી યલેં ન કાચી, રાચી નહી વિષયારસેં એ ॥ મુખડું જો તાં પાપ પલાએ, નામ લેતાં મન ઉલ્લસે એ ॥ ૯ ॥ રામ રઘુવંશી તેહની કામિની, જનકસુતા સીતા સ તી એ ॥ જગ સહુ જાણે ધીજ કરંતાં, અનલ શીતલ

થયો શીયલથી એ ॥ ૧૦॥ કાચે તાંતણે ચાલણી બાંધી, કૂવા થકી જલ કાઢીયું એ ॥ કલંક ઉતારી સતીય સુભદ્રા, ચંપા બાર ઉઘાડીયું એ ॥ ૧૧ ॥ સુરનર વંદિત શીયલ અખંડિત, શિવા શિવપદગામિની એ ॥ જેહને નામેં નિર્મલ થઇયેં, બલિહારી તસ નામની એ ॥ ૧૨ ॥ હસ્તીનાગપુરેં પાંડુરાયની, કુંતા નામે કામિની એ ॥ પાંડવ માતા દસે દસારની, બેહેન પતિવ્રતા પદ્મની એ ॥ ૧૩ ॥ શીલવતી નામેં શીલવ્રત ધારિણી, ત્રિવિધેં તેહને વંદીયેં એ ॥ નામ જપંતાં પાતક જાએ, દરિસણ દુરિત નિકંદીયેં એ ॥ ૧૪ ॥ નિષિધા નગરી નલહ નરિંદની, દમયંતી તસ ગેહિની એ ॥ સંકટ પડતાં શીયલજ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહની એ ॥ ૧૫ ॥ અનંગ અજીતા જગજન પૂજિતા, પુષ્પ ચુલાને પ્રભાવતી એ ॥ વિશ્વ વિખ્યાતા કામિત દાતા, શોલમી સતી પદમાવતી એ ॥ ૧૬ ॥ વીરે ભાંખી શાસ્ત્રેં શાખી, ઉદયરતન ભાંખે મુદા એ ॥ વાહાણું વાતાં જે નર ભણશે, તે લેશે સુખ સંપદા એ ॥ ૧૭ ॥ ઇતિ શોલ સતીનો છંદ ॥

---

॥ અથ ભગવંતની પૂજા કરવા સમયે નવે અં ॥
॥ ગે તિલક કરતાં પાઠ ઉચ્ચારવો તે કહેછે ॥

॥ દોહા ॥ જલ ભરિ સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત ॥ ઋષભ ચરણ અંગુઠડો, દાયક ભવજલ અંત ॥ ૧ ॥ જાનુ બલેં કાઉસ્સગ્ગ રહ્યા, વિચરચા દેશ વિદેશ ॥ ખડાં ખડાં કેવલ લહ્યું, પૂજો જાનુ નરેશ ॥ ૨ ॥ લોકાંતિક વચનેં કરી, વરસ્યા વરસી દાન ॥ કર કડેં પ્રભુ પૂજના, પૂજો ભવિ બહુ માન ॥ ૩ ॥ માન ગયું દોય અંશથી, દેખી વીર્ય અનંત ॥ ભુજા બલેં ભવજલ તરચા, પૂજો ખંધ મહંત ॥ ૪ ॥ રત્ન ત્રયિ ગુણ ઉજલી, સકલ સુગુણ વિશરામ ॥ નાભિ કમલની પૂજનાં, કરતાં અવિચલ ધામ ॥ ૫ ॥ હૃદય કમલ ઉપશમ બલેં, બાલ્યા રાગને રોષ ॥ હેમ દહે વન ખંડનેં, હૃદય તિલક સંતોષ ॥ ૬ ॥ શીલ પોહોર દેઇ દેશના, કંઠ વિવર વર્તુલ્ય ॥ મધુર ધ્વનિ સુર નર સુણે, તેણે ગલે તિલક અમુલ્ય ॥ ૭ ॥ તીર્થંકર પદ પુણ્યથી, ત્રિભુવન જન સેવંત ॥ ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલતિલક જયવંત ॥ ૮ ॥ સિદ્ધશિલા ગુણ ઉજલી, લોકાંતેં ભગવંત ॥ વસિયા તિણે કારણ ભવિ, શિર શિખા પૂજંત ॥ ૯ ॥ ઉપદે

શક નવતત્વના, તેણેં નવ અંગ જિણંદ ॥ પૂજે બહુ વિધ ભાવથી, કહે શુભ વીર મુણિંદ ॥૧૦॥ ઇતિ॥

॥ અથ દોહા ॥

॥ જીવડા જિનવર પૂજીયેં, પૂજાનાં ફલ જોય ॥ રાજા નમે પ્રજાનમે, આણ ન લોપે કોય ॥ ૧ ॥ કુંભે બાંધ્યો જલ રહે, જલવિના કુંભ ન હોય ॥ જ્ઞાને બાંધ્યો મન રહે, ગુરૂવિના જ્ઞાન ન હોય ॥ ૨ ॥ ગુરૂદીવો ગુરૂદેવતા, ગુરૂ વિના ઘોર અંધાર ॥ જેગુરૂ વાણી વેગલા, તે રડવડીયા સંસાર ॥ ૩ ॥ ભાવેં ભાવના ભાવિયેં, ભાવેં દીજે દાન ॥ ભાવેં જિનવર પૂજીયેં, ભાવેં કેવલ જ્ઞાન ॥ ૪ ॥ પ્રભુ નામકી ઓષધી, ખરે મનશું ખાય ॥ રોગ પીડા વ્યાપે નહીં, મહા દોષ મિટ જાય ॥ ૫ ॥ પ્રભુ પુજનકું હું ચલ્યો, કેશર ચંદન ઘનસાર ॥ નવે અંગે પૂજા કરી, ભવ સાયર પાર ઉતાર ॥ ૬ ॥ પાંચ કોડીનેં ફૂલડેં, પામ્યા દેશ અઢાર ॥ કુમારપાલ રાજા થયો, વર્ત્યો જય જય કાર ॥ ॥ ૬ ॥ ઇતિ ॥

॥ અથ આરતી લિખ્યતે ॥

॥ પેહેલી આરતી પ્રથમ જિણંદા ॥ શત્રુંજય મંડણ ઋષભ જિણંદા ॥ શ્રીસિદ્ધાચલ તીર્થે આવ્યા,

પૂરવ નવાણું ભવિક મન ભાવ્યા ॥આરતી કીજે શ્રી જિનવરકી ॥ ૧॥ દૂસરી આરતી શાંતિ જિણંદકી ॥ શાંતિ કરે પ્રભુ શિવ મારગકી ॥ પારેવા જેણે શરણે રાખ્યો ॥ કેવલ પામીનેં ધર્મ પ્રકાસ્યો ॥ આ૦ ॥ ૨ ॥ તીસરી આરતી શ્રીનેમનાથ ॥ રાજુલ નારી તારી નિજ હાથ ॥ સહસ પુરૂષશું સંયમલીધો ॥ કરી નિજ આતમ કારજ સીધો ॥ આ૦ ॥ ૩ ॥ ચોથી આરતી ચિહુંગતિ વારી॥ પારસનાથ ભવિક હિતકારી ॥ ગોડીપાસ સંખેસરો પાસ ॥ ભવિજનની પૂરે મન આસ ॥ આ૦ ॥ ૪ ॥ પાંચમી આરતી શ્રીમહાવીર ॥ મેરૂ પરેં જિમ રહ્યાં ધીર ॥ સાઢા બાર વરસ તપ તપીયા ॥ કર્મ ખપાવીનેં શિવપુર વસિયા ॥ આ૦ ॥ ૫ ॥ ઇણિપરેં પ્રભુજીની આરતી કરશે ॥શુભ પરિણામે શિવપુર વરસે ॥ઇણિપરેં જિનજીની આરતી ગાવે ॥ શુભ પરિણામેં શિવપુર જાવે ॥ કરજોડી સેવક એમ બોલે ॥ નહી કોઇ મારા જિનજીને તોલે ॥ આ૦ ॥ ૬ ॥ ઇતિ ॥

॥ અથ ચાર મંગલિક ॥

॥ આજઘરે નાથ પધારયા ॥કીજેં મંગલ ચાર ॥ આ૦ ॥ પહેલે મંગલ પ્રભુજીને પૂજું ॥ઘસી કેસ

૨ મનસાર ॥ આ૦ ॥૧॥ બીજે મંગલ અગર ઉખેવું ॥ કંઠે ઠવું ફૂલ હાર ॥ આ૦ ॥ ત્રીજે મંગલ આરતી,ઉતારૂં ॥ ઘંટબજાવું રણકાર ॥ આ૦ ॥ ૨ ॥ ચોથે મંગલ પ્રભુગુણ ગાઉં ॥ નાટિક થઇથઇ કાર ॥ આ૦ ॥ રૂપચંદ કહે નાથ નિરંજન ॥ ચરણ કમલ જાઉં વાર ॥ આ૦ ॥ ૩ ॥ ઇતિ ॥

॥ અથ મંગલિક દીપક ॥

॥ દીવોરે દીવો મંગલિકદીવો ॥આરતી ઉતારીને બહુ ચિરંજીવો ॥દી૦॥ સોહામણું ઘર પર્વદીવાલી ॥ અંબર ખેલે અબલાબાલી ॥દી૦॥ દેપાલ ભણે ઇણે દેવ અજુઆલી ॥ ભાવેં ભગતેં વિઘ્ન નિવારી ॥ દી૦ ॥ દેપાલ ભણેં ઇણેં કલી કાલે ॥આરતી ઊતારી રાજા કુંઅર પાલેં ॥દી૦ ॥ તે ઘર મંગલિક જે ઘર મંગલિક ॥ ચતુર્વિધ સંઘ ઘર મંગલિક દીવો ॥ દી૦ ॥ ઇતિ મંગલિક દીપક સંપૂર્ણ ॥

॥ અથ શ્રી જિનસ્તુતિઃ ॥

॥ ભવ ભવ તુંમોહંજ દેવ, ચરણ તોરાંધરૂં ॥ ભવસાયરથી તાર, અરજ આવી કરૂં ॥ ૧ ॥ પ્રભુદરિશન સુખસંપદા, પ્રભુદરિશાન નવનિદ્ધિ ॥ પ્રભુદરિશનથી પામીયેં, સકલ પદારથ સિદ્ધિ ॥ ૨ ॥

જગતસ્વામી મોક્ષગામી, મોક્ષગામી સુખ કરો ॥
પ્રભુ અજર અમર અખંડ નિર્મલ, મોહમિથ્યા ત
મ હરો ॥ ૩ ॥ દેવાધિદેવા ચરણસેવા, નિત્ય
મેવા આપીયેં ॥ નિજદાસ જાણી દયા આણી,
આપ સમોવડ થાપીયેં ॥ ૪ ॥ અનુભવરત્ન ચિંતા
મણિ, અનુભવસિદ્ધ સ્વરૂપ ॥ અનુભવ મારગ મો
ક્ષનો, અનુભવ કેવલરૂપ ॥ ૫ ॥ શ્રી અનંત ના
થ પ્રગટ પરમેસર, અક્ષિય વિઘ્ન સવિ દૂર કરે ॥
વાટ ઘાટ સમરે જે સાહેબ, ભય ભંજન ચકચૂર ક
રે ॥ ૬ ॥ લીલાલચ્છી દાસ તુમારો, કોઇ પૂજે કો
ઇ અરજ કરે ॥ પ્રભુ નજર કરીને નિરખો સાહે
બ, તુમ સેવક અરદાસ કરે ॥ ૭ ॥ આબુ અષ્ટાપદ
ગિરનાર, સમેત શિખર સેત્રુંજે સાર ॥ પંચે તીર્થ
ઉત્તમ ઠામ, સિદ્ધિગયા તેને કરૂં પ્રણામ ॥ ૮ ॥

॥ અથ શ્રીચક્કેસરીમાતાની આરતી ॥

॥ જય જય આરતી દેવી તુમારી ॥ નિત પ્રણમું
હું તુમ ચરણારી ॥ જ૦ ॥ ૧ ॥ શ્રીસિદ્ધાચલ ગિ
રિ રખવાલી ॥ નામ ચક્કેસરી જગ સૌખ્યાલી ॥ જ૦
॥ ૨ ॥ વિધિ પક્ષગચ્છની શાસન દેવી ॥ સકલ શ્રી
સંઘને સુખ કરેવો ॥ જ૦ ॥ ૩ ॥ નીલવટ ટીલડી ર

ત્ન બિરાજે ॥ કાને કુંડલ દોય રવિ શશિ છાજે ॥ જ૦ ॥ ૪ ॥ બાંહે બાજુબંધ બેરખા સોહે ॥ નીલ વરણુ સૂચકે મનમોહે ॥ જ૦ ॥ ૫ ॥ સોવન મય નિત ચૂનડી ખલકે ॥ પાયે ઘુઘરડા ઘમ ઘમ ઘમકે ॥ જ૦ ॥ ૬ ॥ વાહન ગરૂડ ચઢચાં બહુ પ્રેમેં ॥ તુજ ગુણુ પાર ન પાઉં કેમેં ॥ જ૦ ॥ ૭ ॥ ચૂનડી જડામાં દેહ અતિ દીપે ॥ નવસરા હારેં જગ સહુ જીપે ॥ જ૦ ॥ ૮ ॥ નિત નિત માની આરતી ઊતારે ॥ રોગ સોગ ભય દૂર નિવારે ॥ જ૦ ॥ ૯ ॥ તસ ઘર પુત્ર પૌત્રાદિક છાજે ॥ મનવંછિત સુખ સંપદ રાજે ॥ જ૦ ॥ ॥ ૧૦ ॥ દેવચંદ્રા મુનિ આરતી ગાવે, જયો જયો મંગલ નિત્ય વધાવે ॥ જ૦ ॥ ૧૧ ॥ ઇતિ સંપુર્ણ ॥



॥ ઇતિ શ્રાવકસ્ય દૈવસિકાદિક પ્રતિક્રમણાદિ સમાપ્તઃ ॥

॥ અથ રાત્રિભોજનની સજ્ઝાય પ્રારંભઃ ॥

॥ પુણ્ય સંજોગેં નરભવ લાધો, સાધો આતમ કાજ ॥ વિષયા રસ જાણો વિષ સરિખો, એમ ભાંખે જિનરાજ રે પ્રાણી ॥ રાત્રિભોજન વારો ॥ આગમ વાણી સાચી જાણી, સમકિત ગુણ સહીનાણી રે પ્રાણી ॥ રાત્રિ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ અભક્ષ્ય બાવીશમાં રયણી ભોજન, દોષ કહ્યા પરધાન ॥ તેણેં કારણ રાતેં મત જમજો, જો હુવે હઈડે શાનરે ॥પ્રા૦॥૨॥ દાન સ્નાન આયુધ ને ભોજન, એટલાં રાતેં ન કીજેં॥ એ કરવાં સૂરજની સાખેં, નીતિવચન સમજીજેં રે ॥પ્રા૦॥૩॥ ઉત્તમ પશુ પંખી પણ રાતેં, ટાલે ભોજન ટાણો ॥ તુમેં તો માનવી નામ ધરાવો, કેમ સંતોષ ન આણો રે ॥પ્રા૦॥૪॥ માખી જૂ કીડી કોલીઆવડો, ભોજનમાં જો આવે ॥ કોઢ જલોદર વમન વિકલતા, એવા રોગ ઉપાવે રે ॥પ્રા૦॥૫॥ છન્નું ભવ જીવહત્યા કરતાં, પાતક જેહ ઉપાયું ॥એક તલાવ ફોડંતાં તેટલું, દૂષણ સુગુરૂ બતાયું રે ॥પ્રા૦॥૬ ॥ એકસોત્તર ભવ સર ફોડયા-સમ, એક દવ દેતાં પાપ ॥ અડલોત્તર ભવ દવ દીધા જિમ, એક કુવણિજ સંતાપ રે ॥ પ્રા૦ ॥ ૭ ॥ એકશો ચુમ્માલીશ ભવ લગેં કીધાં, કુવણિજના જે દોષ॥ કૂડું એક

કલંક દિયંતાં, તેહવો પાપનો પોષ રે ॥ પ્રા૦ ॥૮॥ એ
ક શો એકાવન ભવ લગેં દીધાં, કૂડાં કલંક અપાર ॥
તેવું રે એક શીયલ ખંડયામાં, દોષ કહ્યો નિરધાર રે ॥
પ્રા૦ ॥ ૯॥ એકશો નવાણું ભવ લગેં ખંડયાં, શીય
લ વિષય સંબંધ ॥ તેહવો એક રાત્રિજિમવામાં, કર્મ નિ
કાચિત બંધ રે ॥ પ્રા૦ ॥૧૦॥ રાત્રિભોજનમાં દોષ
ઘણા છે, કહેતાં નાવે પાર ॥ કેવલી કહેતાં પાર ન
પાવે, પૂરવ કોડી મઝાર રે ॥ પ્રા૦ ॥ ૧૧ ॥ એવું
જાણીને ઉત્તમ પ્રાણી, નિત્ય ચોવિહાર કરીજેં ॥ મા
સેં માસેં પાસખમણનો, લાભ એણેં વિધેં લીજેં રે॥
પ્રા૦॥ ૧૨ ॥ મુનિ વસતાની એહ શિખામણ, જે પાલે
નર નારી ॥ સુર નર સુખ વિલસીનેં હોવે, મોક્ષ ત
ણા અધિકારી રે ॥ પ્રા૦ ॥ ૧૩ ॥ ઇતિ ॥

॥ અથ શીયલવિષે પુરૂષને શિખામણની સજ્ઝાય ॥

॥ ચાલ ॥ સુણ સુણ કંતા રે, શીખ સોહામ
ણી ॥ પ્રીત ન કીજેં રે, પરનારી તણી ॥ ઉથલો ॥
પરનારી સાથેં પ્રીત પિઉડા, કહો કિણ પરેં કીજીયે
॥ ઉંઘ વેચી આપણી, ઊજાગરો કેમ લીજીયેં ॥ કા
છડી છૂટો કહે લંપટ, લોકમાંહેં લાજીયેં ॥ કુલ વિષ
ય ખંપણ રખે લાગે, સગામાં કેમ ગાજીયેં ॥ ૧ ॥

॥ ચાલ ॥ પ્રીતિ કરંતાં રે, પેહેલાં બીહીજીયેં ॥ રખે કોઇ જાણે રે, મનશું ધ્રૂજીયેં ॥ ઉથલો ॥ ધ્રૂજીયેં મન શું ઝૂરીયેં પણ, જોગ મલવો છે નહીં ॥ રાત દિન વિલપંતાં જાયેં, અવટાઇ મરવું સહી ॥ નિજ નારી થી સંતોષ ન વલ્યો, પરનારિથી કહો શું હશે ॥ જો ભરે ભાણે તૃપ્તિ ન વલી, તો એક ચાટે શું થશે ॥ ૨ ॥ ચાલ ॥ મૃગ તૃષ્ણાથી રે, તૃષ્ણા નવિ ટલે ॥ વેલુ પીલ્યાં રે, તેલ ન નીસરે ॥ ઉથલો ॥ ન નીસરે પાણી વલોવતાં, લવ લેશ માંખણનો વલી ॥ બૂડતાં બાચક ભરીઆં કેણે, તે તરયા વાત ન સાંભલી ॥ તેમ નાર રમતાં પર તણી, સંતોષ ન વલ્યો એક ઘડી ॥ ચિત્ત ચટપટી ઉચ્ચાટ થાયે, નયણે નાવે નિદ્રડી ॥ ૩ ॥ ચાલ ॥ જેવો ખોટો રે, રંગ પતંગનો ॥ તેવો ચટકો રે, પરસ્ત્રી સંગનો ॥ ઉથલો ॥ પરનારી સાથેં પ્રેમ પિઉડા, રખે તું જાણે ખરો ॥ દિન ચાર રંગ સુરંગ રૂડો, પછી નહીં રહે નિર્વેરો ॥ જે ઘણા સાથેં નેહ માંડે, છાંડ તેહશું વાતડી ॥ એમ જાણી મમ કર નાહલા, પરનારિ સાથેં પ્રીતડી ॥ ૪ ॥ ચાલ ॥ જે પતિ વાહાલો રે, વંચે પાપણી ॥ પરશું પ્રેમેં રે, રાચે સાપિણી ॥ ઉથલો ॥ સાપિણી સરખી વેણિ નિરખી,

રખે શીયલથકી ચલે ॥ આંખને મટકે અંગ લટકે, દે
વ દાનવને છલે ॥ મન માંહે કાલી અતિ રસાલી, વાણી
મીઠી શેલડી ॥ સાંભલી ભોલા રખે ભુલો જાણજો
વિષ વેલડી ॥ ૫ ॥ ચાલ ॥ સંગ નિવારો રે, પરરા
મા તણો ॥ શોક ન કીજેં રે, મન મિલવા તણો ॥ ઉ
થલો ॥ શોક શાને કરો ફોગટ, દેખવું પણ દોહિલું ॥
ક્ષિણ મેડિયેં ક્ષિણ સેરીયેં, ભમતાં ન લાગે સોહિલું ॥
ઉચ્છ્વાસને નિઃશ્વાસ આવે, અંગ ભાંજે મન ભમે ॥ વ
લી કામિની દેખી દેહ દાઝે, અન્ન દીઠું નવિ ગમે ॥
૬ ॥ચાલ॥ જાયે કલામી રે, મનશું કલ મલે ॥ ઉન્મ
ત્ત થઇનેં રે, અલલ પલલ લવે ॥ ઉથલો ॥ લવે
અલલ પલલ જાણો, મોહઘેલો મન રડે ॥ મહામદન
વેદન કઠિન જાણી, મરણ વારૂ ત્રેવડો ॥ એ દશ અવસ્થા
કામ કેરી, કંત કાયાને દહે ॥ એમ ચિત્ત જાણી તજે રા
ણી, પારકી તે સુખ લહે ॥ ૭ ॥ ચાલ ॥ પરનારીના
રે, પરાભવ સાંભલો ॥ કંતા કીજેં રે, ભાવ તે નિર્મલો
॥ ઉથલો ॥ નિર્મલે ભાવે નાહ સમજો, પરવધૂ રસ
પરિહરો ॥ ચાંપીઓ કીચક ભીમસેનેં, શિલા હેઠલ સાં
ભલો ॥ રણ પડયાં રાવણ દસે મસ્તક, રડવડયાં ગ્રંથે
કહ્યાં ॥ તેમ મુંજ પતિ દુઃખ પુંજ પામ્યો, અપજશ જ

ગમાંહે લહ્યાં ॥ ૮ ॥ ચાલ ॥ શીયલ સલુણા રે, મા
ણુસ સોહીયેં ॥ વિણુ આભરણેં રે, જગ મન મોહીયેં
॥ ઉથલો ॥ મોહીયેં સુર નર કરે સેવા, વિષ અમીય
થઇ સંચરે ॥ કેસરી સિંહ શીયાલ થાએ, અનલ અ
તિ શીતલ કરે ॥ સાપ થાએ ફૂલમાલા, લચ્છી ઘર પા
ણી ભરે ॥ પરનારિ પરિહરિ શીયલ મન ધરી, મુકિત
વધૂ હેલા વરે ॥ ૯ ॥ ચાલ ॥ તે માટે હું રે, વાલમ
વીનવું ॥ પાએ લાગીનેં રે, મધુર વયણે સ્તવું ॥ ઉ
થલો ॥ વયણ માહારૂં માનીયેં, પરનારીથી રહો વે
ગલા ॥ અપવાદ માથે ચઢે મોટા, નરકેં થઇયે દોહિલા
॥ ધન્ય ધન્ય તે નર નારિ જે જગ, શીયલ પાલે કુલ
તિલો ॥ તે પામશે યશ જગત માંહી, કુમુદ ચંદ સમ
ઉજ્જલો ॥ ૧૦ ॥ ઇતિ ॥

॥ અથ શિયલવિષે નારીને શીખામણની સજ્જાય ॥

॥ ચાલ ॥ એક અનોપમ, શિખામણ ખરી ॥
સમજી લેજો રે, સઘલી સુંદરી ॥ ઉથલો ॥ સુંદરીસે
હેજેં હૃદય હેજેં, પર સેજેં નવિ બેસીયેં ॥ ચિત્તથકી
ચૂકી લાજ મૂકી, પરમંદિર નવિ પેસીયેં ॥ બહુ ઘેર હીં
ડી નાર નિર્લજ્જ, શાસ્ત્રેં પણ તજવી કહી ॥ જેમ પ્રેત
દૃષ્ટે પડયું ભોજન, જમવું તે જુગતું નહીં ॥ ૧ ॥ ચા

લ ।। પરશું પ્રેમે રે, હસીય ન બોલીયે ।। દાંત દેખાડી રે, ગુહ્ય ન ખોલીયે ।। ઉથલો ।। ગુહ્ય ઘરનું પરની આગેં, કહોને કેમ પ્રકાશીયે ।। વલી વાત જે વિપરીત ભાસે, તેહથી દૂરેં નાશીયે ।। અસુર સવારા અને અગોચર, એકલાં નવિ જાઇયે ।। સહસાતકારેં કામ કરતાં, સહેજે શીલ ગમાવીયે ।। ૨ ।। ચાલ ।। નટ વિ, ટ નરશું રે, નયણ ન જોડીયે ।। મારગ જાતાં રે, આધું ઓઢીયે ।। ઉથલો ।। આધું તે ઓઢી વાત કરત ઘણુંજ રૂડા શોભીયે ।। સાસુ અને માના જણ્યા વિણ, પલક પાસ ન થોભીયે ।। સુખ દુઃખ સરજ્યું પામીયે, પણ કુલાચાર ન મૂકીયે ।। પરવસ્ય વસતાં પ્રાણ તજતાં, શીયલથી નવિ ચૂકીયે ।। ૩ ।। ચાલ ।। વ્યસની સાથે રે, વાત ન કીજીયે ।। હાથો હાથે રે, તાલી ન લીજીયે ।। ઉથલો ।। તાલી ન લીજે નજર ન દીજે, ચંચલ ચાલ ન ચાલીયે ।। એક વિષય બુદ્ધે વસ્તુ કેહની, હાથે પણ નવિ ઝાલીયે ।। કોટિ કંદર્પ રૂપ સુંદર, પુરૂષ પેખી ન મોહિયે ।। તૃણખલાં તોલે ગણી તેહને, ફરિય સામું ન જોઇયે ।।૪ ।।ચાલ ।। પુરૂષ પીયારો રે, વલિ ન વખાણીયે ।। વૃદ્ધ તે પિતા રે, સરખો જાણીયે ।। ઉથલો ।। જાણીયે પીયુ વિણ

પુરૂષ સઘલા, સહોદર સમ વડેં ॥ પતિવ્રતાનો ધર્મ જોતાં, નાવે કોઇ તડો વડેં ॥ કુરૂપ કુષ્ટી કૂબડો ને, દુષ્ટ દુર્બલ નિર્ગુણો ॥ ભરતાર પામી ભામિની તે, ઇંદ્રથી અધિકો ગુણો ॥ ૫ ॥ ચાલ ॥ અમર કુમારેં રે, તજી સુર સુંદરી ॥ પવનંજયેં રે, અંજના પરિહરી ॥ ઉથલો ॥ પરિહરિ સીતા રામેં વનમાં, નલે દમયંતી વલી ॥ મહા સતી માથે કષ્ટ પડયાં પણ, શીયલથી તે નવિ ચલી ॥ કસોટીની પરેં કસીઅ જોતાં, કંતશું વિહડે નહીં ॥ તન મન્ન વચનેં શીયલરાખે, સતી તે જાણો સહી ॥ ૬ ॥ ચાલ ॥ રૂપ દેખાડી રે, પુરૂષ ન પાડીયેં ॥ વ્યાકુલ થઇને રે, મન ન બગાડીયેં ॥ ઉથલો ॥ મન ન બગાડીયે પર પુરૂષનું, જોગ જોતાં નવિ મલે ॥ કલંક માથે ચઢે કૂડાં, સગાં સહુ દૂરેં ટલે ॥ અણસરજયો ઉચ્ચાટ થાયેં, પ્રાણ તિહાં લાગી રહે ॥ ઇહ લોક પામે આપદા, પરલોક પીડા બહુ સહે ॥ ૭ ॥ ચાલ ॥ રામનેં રૂપેં રે, શૂર્પનખા મોહી ॥ કાજ ન સીધું રે, અને ઇજત ખોઇ॥ ઉથલો ॥ ઇજત ખોઇ દેખ અભયા, શેઠ સુદર્શન નવિ ચલ્યો॥ ભરતાર આગલ પડી ભોંઠી, અપવાદ સઘલે ઉચ્છલ્યો ॥ કામની બુદ્ધેં કામિની એ,

વંકચૂલ વાહો ઘણું ॥ પણ શીયલથી ચુકી નહીં, દ્રષ્ટાંત એમ કેતાં ભણું ॥ ૮ ॥ચાલ॥ શીયલ પ્રભાવે રે, જુવો શોલે સતી॥ ત્રિભુવનમાંહે રે, જે થઇ છતી ॥ ઉથલો ॥ છતી થઇને શાયલ રાખ્યું, કલ્પના કીધી નહી ॥ નામ તેહનાં જગત જાણે, વિશ્વમાં ઉગી રહી॥ વિવિધ રત્નેં જડિત ભુષણ, રૂપસુંદરિ કિન્નરી ॥ એક શીયલ વિણ શોભે નહી, તે સત્ય ગણજો સુંદરી ॥ ૯॥ ચાલ ॥ શીયલ પ્રભાવેં રે, સહુ સેવા કરે ॥ નવે વાડે રે, જેહ નિર્મલ ધરે ॥ ઉથલો ॥ ધરે નિર્મલ શીયલ ઉજ્જલ, તાસ કીર્તિ ઝલહલે ॥ મનકામના સવિ સિદ્ધિ પામે, અષ્ટ ભય દુરેં ટલે ॥ ધન્યધન્ય તે જાણો ધરા, જે શીયલ ચોખું આદરે ॥ આનંદના તે ઓ ત્ર પામે, ઉદય મહા જસ વિસ્તરે ॥ ૧૦ ॥ ઇતિ ॥

॥ અથ ક્રોધની સજ્ઝાય.॥

॥કડુવાં ફલ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે॥ રીશ તણો રસ જાણીયેં, હલાહલ તોલેં ॥ ક૦ ॥ ૧ ॥ ક્રોધેં ક્રોડ પૂરવ તણું, સંજમ ફલ જાય ॥ ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય ॥ક૦॥૨॥ સાધુ ઘણો તપિયો હુતો, ધરતો મન વૈરાગ॥ શિષ્યને ક્રોધ થકી થયો, ચંડકોશીઓ નાગ ॥ ક૦ ॥ ૩ ॥ આગ ઉઠે જે

ઘર થકી, પહેલું તે ઘર બાલે ॥જલનો જોગ જો નવિ મલે, તો પાસેનું પરજાલે ॥ ક૦ ॥ ૪ ॥ ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવલનાણી ॥ હાણુ કરે જે હેતની જાલવજો એમ જાણી ॥ ક૦ ॥ ૫ ॥ ઉદયરતન કહે ક્રોધને, કાઢજો ગલે સાહી ॥ કાયા કરજો નિરમલી, ઉપસમ રસ નાહી ॥ ક૦ ॥ ૬ ॥

॥ અથ માનની સજઝાય ॥

॥ રે જીવ માન ન કીજીયેં, માનેં વિનય ન આવે રે ॥વિનય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત પાવે રે ॥ રે૦ ॥ ૧ ॥ સમકિત વિણ ચારિત્ર નહીં, ચારિત્ર વિણ નહીં મુકિત રે ॥મુકિતનાં સુખ છે શાશ્વતાં, તે કેમ લહિયેં જુકિત રે ॥ રે૦ ॥ ૨ ॥ વિનય વડો સંસારમાં, ગુણમાં અધિકારી રે ॥ માનેં ગુણ જાયે ગલી, પ્રાણી જો જો વિચારી રે ॥ રે૦ ॥ ૩ ॥ માન કર્યું જો રાવણેં, તે તો રામેં મારયો રે ॥ દુર્યોધન ગરવેં કરી, અંતે સવિ હારયો રે ॥ રે૦॥ ૪ ॥ શૂંકાં લાકડાં સારિખો, દુઃખદાયી એ ખોટો રે ॥ઉદય રત્ન કહે માનને, દેજો દેશવટો રે ॥ રે૦ ॥ ૫॥

॥ અથ માયાની સજઝાય ॥

॥ સમકિતનું મૂલ જાણીયેં જી, સત્ય વચનસા

ક્ષાત ।। સાચામાં સમકિત વસે જી, કૂડામાં મિથ્યાત્વ
રે પ્રાણી ।। મ કરીશ માયા લગાર ।। ૧ ।। એ
આંકણી ।। મુખ મીઠો જુઠો મનેં જી, કૂડ કપટનોરે
કોટ।। જીભે તો જી જી કરે જી, ચિત્તમાં તાકે ચોટ
રે ।। પ્રા૦ ।। ૨ ।। આપગરજેં આઘો પડે જી, પણ
ન ધરે વિશ્વાસ ।। મનશું રાખે આંતરો જી, એ
માયાનો પાસ રે ।। પ્રા૦ ।। ૩ ।। જેહશું બાંધે પ્રીત
ડી જી, તેહશું રહે પ્રતિકૂલ ।। મેલ્ન ન છંડે મન ત
ણો જી, એ માયાનું મૂલ્ન રે ।। પ્રા૦ ।। ૪ ।। તપ કી
ધું માયા કરી જી, મિત્રશું રાખ્યો રે ભેદ ।।મલ્લિ જિને
શ્વર જાણજો જી, તો પામ્યા સ્ત્રી વેદ રે ।।પ્રા૦।।૫।। ઉ
દયરત્ન કહે સાંભલો જી, મેલો માયાનીબુદ્ધ ।। મુક્તિ
પુરી જાવા તણો જી, એ મારગ છે શુદ્ધ રે ।।પ્રા૦ ૬।।

।। અથ લોભની સજ્ઝાય ।।

।। તુમેં લક્ષણ જો જો લોભનાં રે, લોભે જન પામે
ક્ષોભના રે ।। લોભેં ડાહ્યા મન ડોલ્યાં કરે રે, લોભેં
દુર્ઘટ પંથેસંચરે રે ।। તુ૦ ।। ૧ ।। તજે લોભ તેહનાં
લેઉં ભામણાં રે, વલી પાયેં નમીને કરૂં ખામ
ણાં રે ।। લોભેં મરજાદા ન રહે કેહની રે, તુમેં સંગ
ત મેલો તેહની રે ।। તુ૦ ।। ૨ ।। લોભેં ઘર મેહેલી

રણમાં મરે રે, લોભેં ઉંચ તે નીચું આચરે રે ॥લોભેં પાપ ભણી પગલાં ભરે રે, લોભેં અકારજ કરતાં ન ઓસરે રે ॥ તુ૦ ॥ ૩ ॥ લોભેં મનડું ન રહે નિર્મલું રે, લોભેં સગપણ નાસે વેગલું રે ॥ લોભેં ન રહે પ્રીતિને પાવઠું રે, લોભેં ધન મેલે બહુ એકઠું રે ॥ તુ૦ ॥૪॥લોભેં પુત્ર પ્રત્યેં પિતા હણે રે, લોભેં હત્યાપાતક નવિ ગણે રે ॥ તે તો દામ તણે લોભેં કરીરે, ઉપર મણિધર થાયે તે મરીરે ॥તુ૦॥૫॥ જોતાં લોભનો થોભ દિસે નહી રે. ‌એવું સૂત્ર સિદ્ધાંતેં કહ્યું સહી રે ॥ લોભેં ચક્રી સંભુમ નામેં જુઓ રે, તે તો સમુદ્ર માંહે ડૂબી મુવો રે ॥ તુ૦॥૬॥ એમ જાણીને લોભને છંડજો રે, એક ધર્મશું મમતા મંડજો રે ॥ કવિ ઉદયરત્ન ભાંખે મુદા રે, ‌‌‌એહૂં લોભ તજે તેહને સદા રે ॥ તુ૦ ૭॥॥

॥ અથ શ્રી શ્રાવક કરણીની સજ્ઝાય ॥

॥ ચોપાઇ ॥ શ્રાવક તું ઉઠે પરભાત, ચાર ઘડી લે પાછલી રાત ॥ મનમાં સમરે શ્રી નવકાર, જેમ પામે ભવ સાયર પાર ॥ ૧ ॥ કવણ દેવ કવણ ગુરૂ ધર્મ, કવણ અમારૂં છે કુલકર્મ ॥ કવણ અમારો છે વ્યવસાય, એવું ચિંતવજે મન માંય ॥ ૨ ॥ સામાયિક લેજે મન શુદ્ધ, ધર્મની હૈડે ધરજે બુદ્ધ ॥ પડિક્ક

મણું કરે રયણી તણું, પાતક આલોઇ આપણું ॥૩॥ કાયાશકતેં કરે પચ્ચખ્ખાણ, સૂધિ પાલે જિનની આણ ॥ ભણજે ગણજે સ્તવન સજ્ઝાય, જિણ હુંતિ નિસ્તારો થાય ॥ ૪ ॥ ચિતારે નિત્ય ચઉદ્દ નીમ, પાલે દયા જીવંતાં સીમ ॥ દેહરે જાઇ જુહારે દેવ, દ્રવ્ય ભાવથી કરજે સેવ ॥૫॥ પૂજા કરતાં લાભ અપાર, પ્રભુજી મહોટા મુક્તિ દાતાર ॥ જેઉ થાપે જિનવર દેવ, તેહને નવ ડંડકનીટેવ ॥ ૬ ॥ પોશાલેં ગુરૂ વંદજે જાય, સુણજે વખાણ સદા ચિત્ત લાય ॥ નિર્દૂષણ સૂજંતો આહાર, સાધુને દેજે સુવિચાર ॥ ૭ ॥ સામિવચ્છલ કરજે ઘણું, સગપણ મોહોટું સામિતણું ॥ દુઃખીયા હીણા દીનને દેખ, કરજે તાસ દયા સુવિશેષ ॥ ૮ ॥ ઘર અનુસારેં દેજે દાન, મોહોટાશું મ કરે અભિમાન ॥ ગુરૂને મુખ લેજે આખડી, ધર્મ ન મૂકીશ એકે ઘડી ॥ ૯ ॥ વારૂ શુદ્ધ કરે વ્યાપાર, ઓછા અધિકાનો પરિહાર ॥ મ ભરજે કેની કૂડી સાખ, કૂડા જનશું કથન મ ભાંખ ॥ ૧૦ ॥ અનંતકાય કહી બત્રિશ, અભક્ષ્ય બાવીશે વિરવાવીશ ॥ તે ભક્ષણ કીવ કીજેં કિમે, કાચાં કૂણાં ફલ મત જિમે ॥ ૧૧ ॥ રાત્રિભોજનના બહુ દોષ, જાણીને કરજે સંતોષ ॥ સા

જી સાબૂ લોહને ગલી, મધુ ધાવડી મત વેચો વલી ॥ ૧૨ ॥ વલી મ કરાવે રંગણ પાસ, દૂષણ ઘણાં કહ્યાં છે તાસ ॥ પાણી ગલજે બે બે વાર, અણગલ પીતાં દોષ અપાર ॥ ૧૩ ॥ જીવાણીનાં કરજે યત્ન, પાતક છંડી કરજે પુણ્ય ॥ છાંણાં ઇંધણ ચૂલો જોય, વાવરજે જેમ પાપ ન હોય ॥ ૧૪ ॥ ધૃતની પરેં વાવરજે નીર, અણગલ નીર મ ધોઇશ ચીર ॥ બારેવ્રત સુધાં પાલજે, અતિચાર સઘલાં ટાલજે ॥ ૧૫ ॥ કહ્યાં પન્નરે કર્માદાન, પાપતણી પરહરજે ખાણ ॥ માથે મ લેજે અનરથ દંડ, મિથ્યા મેલ્લ મ ભરજે પિંડ ॥ ૧૬ ॥ સમકિત શુદ્ધ હૈડે રાખજે, બોલ વિચારીને ભાંખજે ॥ પાંચ તિથિ મ કરો આરંભ, પાલો શીયલ તજો મન દંભ ॥ ૧૭ ॥ તેલ તક્ર ધૃત દૂધ ને દહિં, ઉઘાડાં મત મેલો સહી ॥ ઉત્તમ ઠામેં ખરચો વિત્ત, પર ઉપગાર કરો શુભચિત્ત ॥ ૧૮ ॥ દિવસ ચરિમ કરજે ચોવિહાર, ચારે આહાર તણો પરિહાર ॥ દિવસ તણાં આલોએ પાપ, જિમ ભાંજે સઘલા સંતાપ ॥ ૧૯ ॥ સંધ્યાયેં આવશ્યક સાચવે, જિનવર ચરણ શરણ ભવભવે ॥ ચારે શરણ કરી દૃઢ હોય, સાગારી અણસણ લે સોય ॥ ૨૦ ॥ કરે મ

નોરથ મન એહવા, તીરથ શત્રુંજે જાયવા ।। સમેત શિખર આબુ ગિરનાર, ભેટીશ હું ધન્ય ધન્ય અવતાર ।। ૨૧ ।। શ્રાવકની કરણી છે એહ, એહથી થાયે ભવનો છેહ ।। આઠે કર્મ પડે પાતલાં, પાપ તણા છૂટે આમલા ।। ૨૨ ।। વારૂ લહિયેં અમર વિમાન ।। અનુક્રમેં પામે શિવપુરઠામ ।। કહે જિનહર્ષ ઘણે સસનેહ, કરણી દુખહરણી છે એહ ।। ૨૩ ।। ઇતિ ।।

।। અથ શ્રી શાંતિજિન વિનંતિ ।।

।।શારદ માય નમું શિરનામિ, હું ગાઉં ત્રિભુવનકો સ્વામી ।। શાંતિ શાંતિ જપે સબ કોઇ, તા ઘર શાંતિસદા સુખ હોઇ ।। ૧ ।। શાંતિ જપિ જે કીજે કામ, સોઇ કામ હોવે અભિરામ ।। શાંતિ જપી પરદેંશ સધાવે, તે કુશલેં કમલા લેઇ આવે ।। ૨ ।। ગર્ભ થકી પ્રભુ મારિ નિવારી, શાંતિજી નામ દિયો હિતકારી ।। જે નર શાંતિ તણા ગુણ ગાવે, ઋદ્ધિ અચિંતિ તે નર પાવે ।। ૩ ।। જા નરકૂં પ્રભુ શાંતિ સહાઇ, તા નરકૂં કયા આરતિ ભાઈ ।। જો કછુ વંછે સોઇ પૂરે દાલિદ્ર દુઃખ મિથ્યા મતિ ચૂરે ।। ૪ ।। અલખ નિરજન જ્યોત પ્રકાશી, ઘટ ઘટ અંતરકે પ્રભુ વાસી ।। સ્વામિ સ્વરૂપ કહ્યો નવિ જાય, કહેતાં મો મનઅચિ

રજ થાય ॥ ૫ ॥ ડાર દીએ સમ્હડીં હથિયારા, જી
ત્યાં મોહતણાં દલ સારાં ॥ નારિ તજી શિવશું રંગ
રાચે, રાજ તજ્યો પણ સાહેબ સાચે ॥ ૬ ॥ મહા
બલવંત કહીજેં દેવા, કાયર કુંથુ ન એક હણેવા ॥
રિદ્ધિ સયલ પ્રભુ પાસ લહીજેં, ભિક્ષા આહારી નામ
કહીજેં ॥ ૭ ॥ નિંદક પૂજકકૂં સમ ભાયક, પણ
સેવકહીકૂં સુખ દાયક ॥ તજી પરિગ્રહ ભયેં જગના
યક, નામ અતિથિ સબે સિદ્ધિ લાયક ॥ ૮ ॥ શત્રુ
મિત્ર સમચિત્ત ગણીજેં, નામદેવ અરિહંત ભણીજેં ॥
સયલ જીવ હિતવંત કહીજેં, શેવક જાણી મહાપદ
દીજેં ॥ ૯ ॥ સાયર જૈસાહોત ગંભીરા, દુષણ એક
ન માંહે શરીરા ॥ મેરૂ અચલજિમ અંતરજામી, પણ
ન રહે પ્રભુ એકણ ઠામી ॥ ૧૦ ॥ લોક કહે જિન
જી સબ દેખે, પણ સુપનાંતર કબ હું ન પેખે ॥ રીસ
વિના બાવીશ પરીસા, સેન્યા જીતી તે જગદીશા ॥ ૧૧
॥ માન વિના જગ આણ મનાઈ, માયા વિના શિવશું
લય લાઇ ॥ લોભ વિના ગુણ રાશિ ગ્રહીજેં, ભિખ્ખુ
ભયે ત્રિગડા સેવીજેં ॥ ૧૨ ॥ નિગ્રંથ પણે શિર છત્ર
ધરાવે, નામ યતિ પણ ચમર ઢલાવે ॥ અભયદાન
દાતા સુખ કારણ, આગલ ચક્ર ચલે અરિદારણ

॥ ૧૩ ॥ શ્રીજિનરાજ દયાલ ભણીજેં, કરમ સબે કો મૂલખણીજેં ॥ ચઉવિહ સંઘહ તીર્થજ થાપે, લચ્છી ઘણી દેખેનવી આપે ॥૧૪॥ વિનયવંત ભગવત કહાવે, ન કાહુકૂં શિશ નમાવે ॥ અકિંચનકો બિરૂદ ધરાવે, પણ સોવનપદ પંકજ ઠાવે ॥ ૧૫ ॥ રાગ નહીં પણ સેવક તારે, દ્વેષ નહીં નિગુણા સંગ વારે ॥ તજી આરંભ નિજ આતમ ધ્યાવે, શિવ રમણીકો સાથ ચલાવે ॥ ૧૬ ॥ તેરો મહિમા અદભુત કહિયેં, તેરા ગુનકો પાર ન લહિયેં ॥ તું પ્રભુ સમરથ સાહેબ મેરા, હું મન મોહન સેવક તેરા ॥ ૧૭ ॥ તૂંરે ત્રિલોક તણો પ્રતિપાલ, હૂંરે અનાથી છુંરે દયાલ ॥તું શરણાગત રાખણધીરા, તું પ્રભુ તારક છો વડ વીરા ॥ ૧૮ ॥ તુંહિં સમોવડ ભાગજપાયો, તો મેરો કાજ ચડયો રે સવાયો ॥ કરજોડી પ્રભુ વીનવું તોસું, કરો કૃપા જિનવરજી મોસું ॥ ૧૯ ॥ જનમ મરણના દોષ નિવારો, ભવ સાગરથી પાર ઉતારો ॥ શ્રી હથીણાઉર મંડણ સોહે, તિહાંશ્રી શાંતિ સદા મનમોહે ॥ ૨૦ ॥ પદ્મસાગરગુરૂરાજપસાયા, શ્રીગુણ સાગરકે મન ભાયા ॥ જે નરનારી એક ચિત્તેં ગાવે, તે મન વંછિત નિશ્ચેં પાવે ॥ ૨૧ ॥ ઇતિ० ॥